# નિવેદન

આપણી દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી, પતિતપાવન કૈ૦ શ્રીમન્ત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા, સેનાખાસખેલ સમશેરબહાદુર, જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એલએલ. ડી., એઓશ્રીની આજ્ઞાનુસાર, કૈ૦ શ્રીમન્ત માતુશ્રી મહારાણી જમનાબાઈ સાહેબની પુણ્યસ્મૃતિ તરીકે એક ગ્રન્થમાળા પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું છે.

તદનુસાર, આ 'ભારતના સમાજમાં વિધવાનું સ્થાન' એ નામનું પુસ્તક શ્રીમતી વત્સલા મહેતા પાસે તૈયાર કરાવવામાં આવેલું તેને 'મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા' તરફથી ૬શ્રી માતુશ્રી જમનાબાઈ સ્મારક ગ્રન્થમાળા 'માં ચોથા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.


ભો. ધૂ. પારેખ
સંશોધન અધિકારી,
પ્રાચ્યવિદ્યા મન્દિર,
વડોદરા
તા. ૧૩-૮-૧૯૬૪

ચતુરભાઈ શં. પટેલ
ઉપકુલપતિ,
મ. સ. વિશ્વવિદ્યાલય,
વડોદરા

# ઉપોદ્‌ઘાત

સામાજિક તેમ જ કાયદાની દષ્ટિએ ભારતના સમાજમા વિધવા એક વિશિષ્ટ સ્થાન ભોગવે છે. હિન્દુ સ્ત્રી વિષે ઘણું લખવામા આવ્યુ છે પણ હિન્દુ વિધવા વિષે ઘણુ ઓછું. આ વિષય એટલો તો બહોળો છે કે સમસ્ત ભારતના સમાજને છાવરી લેવાનો મેં પ્રયત્ન નથી કર્યો. માત્ર પાર્શ્વભૂમિકા તરીકે જ સમસ્ત ભારતની વિધવા વિષે માહિતી ભેગી કરી છે. અર્વાચીન સમાજમા વિધવાની સ્થિતિ વિષેનો અભ્યાસ માત્ર ગુજરાત પૂરતો જ રાખ્યો છે વૈદિકકાળ, સ્મૃતિકાળ, સતોનો કાળ, બૌદ્ધકાળ અને મધ્યયુગમાથા વિધવા વિષે તારવીને પછી મેં અર્વાચીન કાળમા ગુજરાત પૂરતુ જ મારુ સશોધનકાર્ય મર્યાદિત રાખ્યુ છે. સતીની પ્રથાના અભ્યાસનો આમા સમાવેશ થાય છે.

આપણા જેવા પિતૃપ્રધાન સમાજમા વિધવાની સ્થિતિ બહુ ઈર્ષા આવે એવી તો ન જ હોઈ શકે; કદાચિત્ માતૃપ્રધાન સમાજમા કે જે સમાજમા લગ્નના બહુ કડક ધારાઓ ન હોય તે સમાજમાં વધુ સારી હોઈ શકે. આજે સમાજમા ગૌણ સ્થાન ભોગવતી વ્યક્તિઓમા વિધવાઓનો વર્ગ સૌથી મોટો હશે.

આજે ભારતના સમાજનુ આર્થિક તેમ જ સામાજિક બધારણ પરિવર્તન પામે છે. પરતુ દુર્ભાગ્યે સમાજનું માનસ આ પરિવર્તન સાથે ખભેખભા મિલાવીને કદમ માડતુ નથી. સામાજિક અને આર્થિક પરિવર્તનને પરિણામે સ્ત્રીકેળવણી અને સ્ત્રીની સ્વાવલબી બનવાની આવશ્યક્તા વધતી જાય છે પણ પ્રજાનું માનસ પૂરતુ પ્રગતિશીલ ન હોવાથી અને રૂઢિચુસ્ત હોવાથી કન્યાકેળવણી અને સ્ત્રીની પગ પર ઊભા રહી શકવાની શક્તિની આવશ્યક્તા સમજતુ નથી આને લઈને

વિધવાને અનેક મુશ્કેલીઓ નડે છે. કેટલીક વાર આ મુશ્કેલીઓના નિવારણ તરીકે પુનર્લગ્ન એ એકમાત્ર સરળ માર્ગ હોય છે પરંતુ વિધવા ગમે તેટલી આર્થિક રીતે ભારરૂપ થઈ પડતી હોય તોપણ રૂઢિચુસ્ત સમાજ તેનું પુનર્લગ્ન ઇચ્છતો નથી. આનું કારણ શું ?

પૂર્વગ્રહ શેમાંથી બંધાય છે ? મનુષ્યના મનમાં રહેલો ભય મનુષ્યને પૂર્વગ્રહો બાંધવા તરફ વાળે છે એમ જાણીતા અંગ્રેજ લેખક જે. કર્ક ફોલ્સમનું મંતવ્ય છે. " મનુષ્ય સામાજિક પરિવર્તનનો પ્રતિકાર કરે છે, કારણ કે આ પરિવર્તન તેણે પોતે નક્કી કરેલાં જીવનનાં મૂલ્યાંકનોનો નાશ કરે છે. × " સાચાં કે ખોટાં, પરંતુ આ મૂલ્યાંકનો જે માનસમાં જડ થઈ ગયેલાં હોય છે તે માનસ પણ આ મૂલ્યાંકનોનો નાશ અને પરિણામે જીવનમાં આવતું ક્રાંતિકારક પરિવર્તન જોવા ઇચ્છતું નથી. ઘણી વાર એવું પણ બને છે કે કોઈ એક પ્રકારની સામાજિક સ્થિતિએ અમુક ઊર્મિઓ અને માનસિક વલણ અને પ્રત્યાઘાતો સર્જ્યા હોય તો પછી તે સામાજિક સ્થિતિ સદંતર બદલાઈ જતાં પણ મનુષ્યના મનમાં તે ઊર્મિઓ અને પ્રત્યાઘાતો વર્ચસ્વ ભોગવે છે. ઉદાહરણ તરીકે, ભારતમાં પહેલાં જ્યારે આર્યો આવ્યા ત્યારે એમને શત્રુનો સામનો કરવા પુરુષો-પુત્રોની આવશ્યકતા હતી. તે ઉપરાંત ખેતી કરવા તેમ જ માતાપિતાને શત્રુ સામે રક્ષણ આપવા અને શિકાર કરવા પુત્રની ખૂબ જરૂર રહેતી. આથી પુત્રજન્મને આર્યો પુષ્કળ મહત્ત્વ આપતા. આજે શત્રુનો સામનો કરવાની આવશ્યકતા રહેતી નથી તેમ જ શિકાર કરીને માતાપિતાને ખોરાક આપવાની જરૂર નથી રહી. કન્યા શિક્ષિત હોય તો તે પુત્ર જેટલો જ માતાપિતાનો નિર્વાહ કરી શકે છે. તેમ છતાં આજે પુત્રજન્મનો હર્ષ સમાજમાં પુત્રીજન્મ કરતાં અનેક ગણો વધારે છે.

ઘણા સામાજિક રિવાજો ધર્મમાં એવા ભળી ગયા છે કે આ કારણે

× જે. કર્ક ફોલ્સમ, " ફેમિલી એન્ડ ડેમોક્રેટિક સોસાયટી ", પૃ. ૨૪૮.

જ તેનુ મહત્ત્વ વધી ગયુ છે વિધવાવિવાહ પર પ્રતિબ ધ જેવી પ્રથાઓ કોઈક અજાણ્યે સમયે ધર્મમા ભળી ગઈ અને હવે તેને સામાજિક કરતા ધાર્મિક સ્વરૂપ અપાતા તેમા પરિવર્તન વધુ મુશ્કેલ બન્યુ છે

હજી આજે પણ આપણે ત્યા સ્ત્રી અને પુરુષ માટે બેવડુ નૈતિક ધોરણ અસ્તિત્વમા છે—એટલે કે જાતીય જીવનમા શિથિલતા પુરુષ માટે ક્ષમ્ય છે જ્યારે સ્ત્રી માટે અક્ષમ્ય છે નીતિની વ્યાખ્યા પુરુષ અને સ્ત્રી માટે હજી પણ જુદી જુદી છે. આજે સમાજ ઉચ્ચ જ્ઞાતિની વિધવાના પુનર્લગ્ન પ્રત્યે કાઈક અ શે ઘૃણાથી જુએ છે કારણ કે સમાજમા એક એવો ખ્યાલ દૃઢ થઈ ગયો છે કે સ્ત્રી એક જ પુરુષ માટે સર્જાયેલી છે. પરિવર્તન પામેલા બાહ્ય ભૌતિક સ યોગો સામે સૌથી પ્રબળ વિરોધ છે મનુષ્યના માનસની ઊર્મિઓ અને આતરિક પ્રત્યાઘાતોનો આનુ કારણ એ હોઈ શકે કે મનુષ્યનુ જીવન નિયમો અને ધારાઓના કડક પાલન પર નથી ચાલતુ પર તુ પ્રથાઓ, પ્રણાલિકાઓ અને સ પર્કમા આવતા અન્ય મનુષ્યના આપણે વિષે આકવામા આવતા મૂલ્યાકનો પર ચાલે છે

* વેસ્ટરમાર્ક કહે છે, "કોઈ પણ સ સ્કૃતિનુ માપ તે સ સ્કૃતિ અને તે સમાજમા સ્ત્રી શુ સ્થાન ભોગવે છે તે પરથી નીકળે છે" ભારતની સ સ્કૃતિ, ને સમાજનુ માપ કાઢવુ હોય તો તેમા સ્ત્રી અને વિશેષે કરીને વિધવા શુ સ્થાન ભોગવે છે તે પરથી કાઢી શકાય

આ પુસ્તકમા મને સીધી યા આડકતરી રીતે સહાય કરનાર સર્વેનો અહી આભાર માનુ છુ

નેશનલ રેયૉન કોર્પોરેશન,
મોહને–કલ્યાણ
તા ૮ ૪–૧૯૬૪

વત્સલા મહેતા

* ઈ વેસ્ટરમાર્ક, "ધી હિસ્ટરી ઓફ હ્યુમન મૅરેજ", પૃ ૪૦૩

# અનુક્રમણિકા

૧

# વૈદિક કાળમાં કન્યા, પત્ની અને વિધવા

વૈદિક કાળની કન્યા, પત્ની અને વિધવાની સામાજિક સ્થિતિ વિષે જાણવું હોય તો પુરાણકાળની આરસીમાં એનું બદલાતું પ્રતિબિંબ જોવું જોઈએ. ભારતની પ્રાચીન સંસ્કૃતિમાં તો વેદકાળની સંસ્કૃતિ કરતાં પણ વધુ પ્રાચીન છે. પરંતુ દુર્ભાગ્યે આપણી પાસે વેદના સમય પૂર્વેના સમય વિષે કાંઈપણ માહિતી નથી.

વેદનો સમય એટલે આજથી છથી સાત હજાર વર્ષ પૂર્વેનો સમય. પરંતુ ઘણા વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે વેદો ઈ. સ. પૂર્વે ૨૫૦૦–૧૫૦૦ના સમયમાં લખાયા હતા.

આપણા વેદો ચાર છે: (૧) ઋગ્વેદ, (૨) અથર્વવેદ, (૩) યજુર્વેદ (૪) સામવેદ. પરન્તુ સ્ત્રીની સામાજિક સ્થિતિ જાણવા માટે ઋગ્વેદ અને અથર્વવેદ જ આપણને ઉપયોગી થઈ પડે છે.

વેદકાળની સ્ત્રી સ્મૃતિકાળની સ્ત્રી કરતાં વધુ ઉચ્ચ સામાજિક સ્થાન ધરાવતી હતી. ભારતની સંસ્કૃતિમાં હંમેશ ચાલતું આવ્યું છે તેમ વેદકાળનો સમાજ પિતૃપ્રધાન સમાજ હતો. આવા સમાજમાં સ્ત્રીનું સ્થાન પુરુષના સ્થાન કરતાં વધુ ઉચ્ચ તો ન જ હોઈ શકે, પરંતુ વેદના સમયમાં સ્ત્રી ઘણા અધિકારો ભોગવતી હતી જે પાછળથી સ્મૃતિઓના સમયમા એની પાસેથી છીનવી લેવામાં આવ્યા હતા.

વેદકાળની કન્યાને ઉચ્ચ શિક્ષણ આપવામાં આવતું હતું. કન્યાઓ છૂટથી સમાજમાં હરતીફરતી અને યુવાનો સાથે સંવનન કરતી. ઘણી કન્યાઓ પિતાને ઘેર જ મોટી થતી અને પોતાની મેળે પુખ્ત વયે પતિ પસન્દ કરતી. બાળલગ્નોનો તે સમયમાં રિવાજ ન હતો. કન્યાની લગ્નવય

સામાન્ય રીતે ૧૮–૨૦ વર્ષની ગણાતી સગોત્ર કે પ્રતિલોમ લગ્નો પર પ્રતિબંધ હતો પણ અનુલોમ લગ્નો થતાં પત્નીને વેદના સમયમાં "સહધર્મચારિણી" કહેવામાં આવતી કારણ કે પતિ કોઈ પણ ધાર્મિક વિધિ પત્ની વિના આરંભી શકતો નહિ પતિપત્ની બન્ને ઘરના સ્વામી ગણાતા વૈદિક સાહિત્યમાં "દમ"નો અર્થ "ગૃહ" થાય છે દમ + પતિ = દંપતીનો અર્થ "ગૃહનો સ્વામી" થતો પણ પત્નીનું સ્થાન કુટુંબમાં ઉચ્ચ હોઈ "ગૃહનો સ્વામી અને સ્વામિની" અર્થાત્ "યુગ્મ" થતો

વેદકાળના આર્યને પણ પુત્રપ્રાપ્તિનો ઘણો હર્ષ હતો કારણ કે અનાર્યોનો સામનો કરવા તેને પુત્રોની આવશ્યકતા હતી પુત્ર પિતાને ખોરાક મેળવી આપતો, જમીન ખેડીને ખેતીમાં અન્ય રીતે મદદ કરતો, હિંસક પશુઓનો સામનો કરતો, માતાપિતાને એક ઠેકાણેથી બીજે ઠેકાણે હોડીમાં લઈ જતે શત્રુ સામે તેમનું રક્ષણ કરતો અને વૃદ્ધાવસ્થામાં તેમનું પોષણ કરતો પુત્રી આમાંનું કાંઈ ન કરી શકતી અને તેને શત્રુના અપહરણ સામે જાળવવી પડતી ને લગ્ન થતાં તે માતાપિતાને ત્યજીને ચાલી જવા ઉપરાંત ઘણીખરી જાતિઓમાં રિવાજ પ્રમાણે પહેરામણી પણ લઈને જતી આથી પુત્રીજન્મનો હર્ષ ન હતો પુત્રીજન્મને વેદકાળમાં એટલું મહત્ત્વ આપવામાં આવતું કે ધાર્મિક વિધિમાં સ્ત્રીનો અનૌરસ પુત્ર—અન્યનકરણ—મંત્રોચ્ચાર કરતો, જેથી તે પોતે પોતાના સાચા પિતા સાથેનો સંબંધ સંપૂર્ણ રીતે તોડી નાખીને પોતાની માતાના પરિણીત પતિનો પુત્ર બની જતો આમ લગ્નની પવિત્રતાને પણ પુત્રની માતા થવાના આદર્શ આગળ ગૌણ ગણવામાં આવતી

વૈદિક સમયમાં સ્ત્રી અને પુરુષ બન્ને મિલકતના સહભાગીદાર લેખાતા પણ સ્ત્રી પોતાની પહેરામણી કે સંયુક્ત મિલકત પર સંપૂર્ણ અધિકાર નહોતી ભોગવતી

વેદકાળમા વિધવા-પુનર્લગ્ન એક સામાન્ય રિવાજ લેખાતો. વૈદિક સાહિત્યમા "વશપૂર્વા"નો અર્થ "જે સ્ત્રીએ બીજો પતિ કર્યો છે તે" થતો. * "તૈત્તિરિય બ્રાહ્મણમા "દીધિષુ"—સ્ત્રીનો બીજો પતિ—નો ઉલ્લેખ છે કોઈક દેવોને યજ્ઞમા દીધિષુએ અર્પેલો બલિ વધુ પ્રિય હતો. તૈત્તિરિય સહિતામા "દૈધિષવ્ય"—પુનર્લગ્ન કરેલી વિધવાનો પુત્ર—નો ઉલ્લેખ છે અથર્વવેદ અને તૈત્તિરિય આરણ્યકમા વિધવાપુનર્લગ્નનો ઉલ્લેખ છે.

ઋગ્વેદના એક અતિ મહત્ત્વના શ્લોકમા વિધવા વિષે ઉલ્લેખ છે. પતિના શબ પાસે તેની વિધવા બેસે છે. વેદકાળ પહેલાના પ્રાચીન આર્યોમા સતીની પ્રથા હશે પણ તે વેદના સમયમા નિર્મૂળ થઈ. તેમ છતા તે પ્રથાના ચિહ્નરૂપે વેદકાળમા વિધવા પતિના શબ પાસે ચિતા પર બેસતી તે સમયે તેને કહેવામા આવતું, "હે સ્ત્રી! તુ જેની સમીપ બેઠી છે તે તો સ્વર્ગલોકમા ગયો છે. તુ ઊઠ અને તારા મૃત્યુ પામેલા પતિને તજીને તારી સાથે લગ્ન કરવાની જે ઈચ્છા ધરાવે છે તેનુ પાણિ-ગ્રહણ કર" વિવેચક સાયનના કહેવા પ્રમાણે આ શ્લોક મૃત પતિનો નાનો ભાઈ બોલતો અને તે પછી તે વિધવા સ્ત્રી યુવાન હોય અને ઈચ્છતી હોય તો તે દિયર સાથે લગ્ન કરતી.

અથર્વવેદમાનો એક શ્લોક કહે છે, "હે મૃત્યુ પામેલ મનુષ્ય! તારી પત્ની સતીની પ્રાચીન પ્રથાનું ચિહ્ન જાળવવા તારી પાસે ચિતા પર બેઠી છે એને આશીર્વાદ આપ કે તે આ જગતમા સંતતિસુખ અને સંપત્તિસુખ મેળવવાને ભાગ્યશાળી થાય (અથર્વ ૧૮, ૩, ૧) મૃત પતિ પોતાની વિધવાને પુનર્લગ્ન કરવાની છૂટ આપે એમ આ શ્લોક કહે છે અથર્વવેદમા "પુનર્ભૂ" "ફરી લગ્ન કરેલી સ્ત્રી"નો ઉલ્લેખ છે અત્યારે પતિના નાના ભાઈ માટે વપરાતો "દેવર" શબ્દ "દ્વિવર"—બીજો વર—પરથી આવ્યો છે

* તૈત્તિરિય બ્રાહ્મણ, ૩, ૪, ૪.

તેમ છતા વૈધવ્યનો ભય ડગલે ને પગલે સેવવામા આવતો ઋગ્વેદમા સમ સમયે કન્યાને આશીર્વાદ આપતી વખતે કહેવામા આવતું, "હે કન્યા! તુ તારા પતિના મૃત્યુનુ કારણરૂપ ન બનીશ" વળી ઋગ્વેદમા મસ્તના વેગને "પતિ ખોઈ બેઠેલી વિધવા" ના ક પ સાથે સરખાવવામા આવ્યો છે દરેક સ્ત્રીને તે સમયે અ તરેચ્છા દુ ખમાથી બચવાની હતી અને વૈદિક પ્રાર્થનાઓ તે અ ગે બોલાતી.

વિધવાની આર્થિક સ્થિતિ ખરાબ નહોતી વેદકાળનો પિતા પોતાની મિલ્કત જ્યારે સરખે ભાગે પુત્રોને વહેચી દેતો ત્યારે પોતાને અને પોતાની પત્નીને માટે બે હિસ્સા રાખી મૂકતો પત્ની જો ભાગ્ય વશાત્ વૈધવ્ય પામતી તો તેને આ હિસ્સો ઉપયોગી થઈ પડતો ભાઈ વિનાની બહેનને પિતાની સર્વ મિ કત મળતી નિ સ તાન વિધવાને પતિની મિલ્કત મળતી

વેદકાળમા નિયોગની પ્રથા પ્રચલિત હતી પતિના મૃત્યુ પછી નિ સ તાન વિધવાને પુત્રપ્રાપ્તિ અર્થે નિયોગ કરવાનુ કહેવામા આવતુ આ માટે અમુક પુરુષ નીમવામા આવતો મૃત્યુ પછી પિંડ સારવા પુત્રની જરૂર પડતી જ

આવી રીતે પુત્રજન્મને અપાતા મહત્ત્વમાથી પુરુષના સામાજિક ઉચ્ચ સ્થાન અને સ્ત્રીના ગૌણ સ્થાનના બીજ રોપાયા, જેના કડવા વૃક્ષોના ફળો સ્ત્રીને સ્મૃતિકાળમા ચાખવા પડચા

વેદકાળનો પુરુષ કન્યા, પત્ની તેમજ વિધવાને માનની દષ્ટિએ જોતો અને તેને લઈને સ્ત્રી આર્થિક તેમજ સામાજિક અધિકારો બહોળા પ્રમાણુમા ભોગવવાને ભાગ્યશાળી થઈ હતી

---

## ૨

# મહાકાવ્યો અને ગૃહ્યસૂત્રોમાં અને બૌદ્ધ સમયમાં વિધવા

આશરે ઈ. સ પૂર્વે ૨૫૦૦ના સમયમા રચવામા આવેલા વેદો અને આશરે ઈ. સ. પૂર્વે છઠ્ઠી સદીમા લખવામા આવેલા ગૌતમ ધર્મસૂત્ર વચ્ચે ઘણો મોટો સમય અંધકારમા છે પરંતુ આ સમયે રામાયણ અને મહાભારતના બે મહાકાવ્યો રચાયા. વેદો અને ધર્મસૂત્રો વચ્ચેની અનેક ખૂટતી કડીઓમાની આ બે કડીઓ છે.

**રામાયણનો કાળ :**—રામાયણના સમયમા બાળલગ્નોનો ઉલ્લેખ નથી. સીતા પુખ્ત વયની થઈ ત્યારે એના પિતાને એના લગ્નની ચિંતા થઈ. બહુપત્નીત્વની પ્રથા પ્રચલિત હતી પણ સામાન્ય નહતી. દશરથને અનેક રાણીઓ હતી પણ રામ, લક્ષ્મણ, ભરત ને શત્રુઘ્નને એકેક જ રાણી હતી.

રામાયણના સમયમા વિધવા-પુનર્લગ્ન પ્રચલિત અને સામાન્ય હતુ. આપણી સતીઓમાની એક મંદોદરી હતી અને તેણે રાવણના મૃત્યુ પછી પોતાના દિયર વિભીષણ સાથે પુનર્લગ્ન કર્યું હતુ. વાલીના મૃત્યુ પછી તેની વિધવા તારાને રામે વાલીના ભાઈ સુગ્રીવ જોડે પરણાવી હતી

**મહાભારતનો કાળ :**—મહાભારતના સમયમા આપણે કોઈ બાળવિધવાઓ વિષે વાચ્યુ નથી. એટલે બાળલગ્નો નહિ થતા હોય અને થતા હશે તો બાળવિધવાઓ ફરી પરણતી હશે એમ અનુમાન કરી શકાય.

લગ્ન વિષે સામાન્ય ધોરણ કાંઈ બંધાયેલું નહોતું, કારણ કે દ્રૌપદીને પાંચ પતિ હતા પણ એના પતિઓમાંથી પણ કોઈ કોઈને દ્રૌપદી સિવાય બીજી પત્નીઓ હતી. સતીની પ્રથા અસ્તિત્વમાં હતી પણ પ્રચલિત નહોતી. માદ્રી પાંડુરાજા પાછળ સતી થઈ તે સિવાય બીજાં સતીનાં ઉદાહરણો આપણને જડતાં નથી. મહાભારત કહે છે, "બાળવિધવા પુનર્લગ્ન કરી શકે અને તેને બીજી વારના લગ્નથી ઉત્પન્ન થયેલ પુત્રો પિતૃઓને પિંડ સારી શકે છે. (મહાભા. ૧૩, ૫૫, ૭.) આમાં બાળલગ્નનો ઉલ્લેખ છે એટલે સંભવિત છે કે બાળલગ્નો થતાં હશે પણ બાળલગ્નની વિધવા સામાજિક કલંક કે બહિષ્કારના ભય વિના પુનર્લગ્ન કરી શકતી આથી ફરજિયાત વૈધવ્યનો બાળવિધવા માટેનો મોટામાં મોટો પ્રશ્ન ઉપસ્થિત જ નહોતો થતો. શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ને એક રાક્ષસનો વધ કરીને તેની વિધવા માયાવતી સાથે પુનર્લગ્ન કર્યું હતું. નાગરાજ ઐરાવતની વિધવા પુત્રી ઉલૂપીનું પાણિગ્રહણ અર્જુને કર્યું હતું. વિધવાપુનર્લગ્ન રાજ્યવંશોમાં પ્રચલિત હતું. એટલે સંભવિત છે કે પ્રજામાં પ્રચલિત હોય, કારણ પ્રજા ઘણું-ખરું રાજાનું અનુકરણ કરે છે. પ્રતિલોમ લગ્નો પર પ્રતિબંધ નહતો. ક્ષત્રિય રાજા યયાતિએ બ્રાહ્મણ કન્યા દેવયાની સાથે લગ્ન કર્યું હતું. મહાકાવ્યો રાજ્યવંશી કુટુંબો વિષે રચેલાં હોવાથી વિધવાની સામાજિક સ્થિતિનો એમાં ઉલ્લેખ નથી.

ગૃહ્યસૂત્રમાં આપણે સ્ત્રીની સામાજિક અવનતિનાં પ્રથમ ચિહ્ન જોઈએ છીએ. "અન્નપ્રાશન", "ચૌલકર્મ" વગેરે સંસ્કારો વેદના સમયની જેમ પુત્ર તથા પુત્રી બન્નેને દેવામાં આવતા, પરન્તુ આ સમયમાં લગ્નના સંસ્કાર સિવાયના બધા જ સંસ્કારો પુત્રીને વૈદિક મંત્રોચ્ચાર વિના દેવામાં આવતા.

ગૃહ્યસૂત્રોના શ્લોકો પરથી એમ અનુમાન કરી શકાય કે તે સમયમાં બાળ લગ્નની પ્રથા સામાન્ય નહતી. સ્ત્રીનું ધાર્મિક, કૌટુંબિક તેમ જ

સામાજિક સ્થાન ઊંચું હતું; પરંતુ આ પ્રથમ લખાયેલા ગો. ભિ. લ. ખાદિર વગેરે ગૃહ્યસૂત્રોમા, પછીથી લખાયેલા આપસ્તંબીય વગેરે ગૃહ્યસૂત્રોમા સ્ત્રીને બહુ સ્પષ્ટ રીતે ધાર્મિક વિધિઓમા ભાગ લેવાની બંધી કરવામા આવી છે પુનર્જન્મને અપાવા માડતુ મહત્ત્વ પછીથી લખાયેલા ગૃહ્યસૂત્રોના સમયમા ખૂબ જ વધી ગયું હતુ. સ્ત્રીને લગ્ન સમયે તેમ જ ગર્ભાધાન સમયે બધા જ આશીર્વાદ પુત્રની માતા થાય તે માટે જ હતા. સૂત્રસમયમા એટલે કે આશરે ઈ સ ૧૦૦૦ વર્ષ પર આર્ય સ્ત્રીની અવનતિની શરૂઆત અશિક્ષિત અનાર્ય ઉપપત્નીના ઘરમા આવનાથી થઈ. આ ઉપપત્ની નિરક્ષર હોવાથી ધાર્મિક વિધિઓમા ભાગ લઇ શકતી નહિ. આથી આર્ય અને અનાર્ય પત્ની વચ્ચે ઘર્ષણ અને ઈર્ષા ઉત્પન્ન થયા પરિણામે ઈ સ પૂર્વે ૨૦૦મા અતિસાયને બધી જ સ્ત્રીઓ પર ધાર્મિક વિધિમા ભાગ લેવાનો પ્રતિબંધ મૂકી દીધો. સૂત્રસમયમા પુત્રીને વૈદિક શિક્ષણ આપવાનું પણ બંધ કરવામા આવ્યુ.

ગૃહ્યસૂત્રોમા વિધવા-પુનર્લગ્નનો ઉલ્લેખ નથી પણ વૈધવ્યનો ભય અને વિધવાનું અપશુકનિયાળપણું સૂત્રોમા જણાઈ આવે છે

શાખાયન ગૃહ્યસૂત્રમા ચારથી આઠ **સૌભાગ્યવતી** સ્ત્રીઓને ખોરાક, મદ્યપાન અને શાકાહાર આપીને કન્યાની આસપાસ નૃત્ય કરવાનુ કહે છે. તે પછી વરને સ્નાન કરાવ્યા પછી કન્યાને ગૃહે **સૌભાગ્યવતી** સ્ત્રીઓએ લઈ જવી. આ પરથી જોઈ શકાય છે કે શુભ પ્રસંગે વિધવાને અપશુકનિયાળ ગણવાની અનિચ્છનીય પ્રથા ઓછામા ઓછી ૨૫૦૦ વર્ષ જૂની છે.

શાખાયન, હિરણ્યકેશિન, પારસ્કર, વગેરે ગૃહ્યસૂત્રોમા કન્યા વૈધવ્ય ન પામે તે માટે અનેક આશીર્વચનો અને પ્રાર્થનાઓ છે. સ્ત્રીઓ લગ્ન પહેલા અને પછી સદા સૌભાગ્ય માટે પ્રાર્થનાઓ કરતી. વૈધવ્યના

આ ભય પરથી એમ અનુમાન કરી શકાય કે વિધવા પુનર્લગ્ન નહિ કરી શકતી હોય તેમ છતા આ સમયે સતીની પ્રથા પ્રચલિત ન હતી વેદના સમયની જેમ સ્ત્રી ચિતામા પતિના શબ પાસે બેસતી અને પછી તેનો વિશ્વાસુ નોકર તેને ઉપાડી લાવતો *

આમ ગૃહ્યસૂત્રોમાથી ઈ સ પૂર્વે ૮મી કે ૭મી સદીથી ઈ સ પૂર્વે ૪થી સદીનુ સામાજિક ચિત્ર આપણને મળી આવે છે

**બૌદ્ધ સમય:**—ગૌતમ બુદ્ધના જન્મ પહેના એટલે કે ઈ સ પૂર્વે ૭મી સદીમા બ્રાહ્મણોની બીજી ત્રણ વર્ણો પર સત્તા અનહદ વધી ગઈ હતી બ્રાહ્મણોના આવા સર્વોપરિત્વને લઈને સામાજિક તેમ જ ધાર્મિક પ્રગતિ બધ થઈ ગઈ હતી ભૂદેવોના આ વર્ચસ્વ સામે, બુદ્ધે બડ જગાવ્યુ અને સ્ત્રીસન્માનની ભાવના ફરીથી જનતામા જાગ્રત કરી બુદ્ધે સમજાવ્યુ કે આધ્યાત્મિક મુક્તિ માટે પુત્રજન્મની જરૂર નથી મન પર સયમ, પવિત્ર આચરણ અને શરીરશ્રમ—કષ્ટ—મનુષ્યને નિર્વાણને પથે લઈ જાય છે—નહિ કે પુત્ર અર્પેલો પિંડ આધ્યાત્મિક મુક્તિ સ્ત્રી અને પુરુષ બન્ને મેળવી શકે છે

આથી ભારતના ધાર્મિક ઇતિહાસમા પ્રથમ વાર જ સ્ત્રીને મઠમા દાખલ કરવામા આવી

બૌદ્ધ સમયમા બાળ લગ્નો બધ થઈ ગયા હતા એમ માનવાને ઘણા કારણો મળે છે કન્યા ૧૬ થી ૨૦ વર્ષની વયે પરણતી દુર્ભાગ્યે બૌદ્ધ ધર્મના લોપ પછી એ પ્રથા શરૂ થઈ

બૌદ્ધ સમયમા સ્ત્રીનુ ધાર્મિક તેમ જ સામાજિક સ્થાન ઉન્નત હતો

---

* આમા નોંધપાત્ર એ છે કે વેદના સમયમા વિધવાવિવાહની છૂટ હોવાથી વિધવાને ચિતા પરથી **દિયર** ઉઠાડી લાવતો જ્યારે સૂત્રકાળમા આ પ્રથા પર પ્રતિબધ મૂકવાથી વિધવાનો દિયર નહિ પણ **વિશ્વાસુ નોકર** તેને ઉઠાડી લાવતો

ન ભવિષ્યતિ " ઉચ્ચ હતુ. બૌદ્ધ સિદ્ધાન્તો પ્રમાણે સ્ત્રી અને પુરુષ સમાજમા સમાન અધિકારો ભોગવતા સૈકાઓથી પતિ અને કુટુબીજનો માટે સદા આત્મત્યાગ કરતી આવતી સેવાભાવી સ્ત્રીને પુરુષ સાથે સમાન અધિકારો આપવાનો આ પ્રયત્ન પ્રશસનીય તેમ જ અનુકરણીય હતો. અગુત્તરનિકાય કહે છે, " જેમ પુરોહિતોના ગૃહમા પવિત્ર અગ્નિ છે જેને માનસહિત જાળવવામા આવે છે તેમ ગૃહસ્થના ગૃહમા પણ પવિત્ર અગ્નિ છે, જેને જાળવવો ને સન્માનવો જોઈએ. આ અગ્નિ તે તેની પત્ની, બાળકો અને ચાકરો * "

બૌદ્ધ સમયમા વારસા સબધી કોઈ પણ પ્રકારના કડક ધારા ન હતા. ઘણી સ્ત્રીઓની પોતાની સપત્તિ હતી જેના પર તે સ્વામિત્વ ધરાવતી આ સપત્તિ સ્ત્રીને વૈધવ્યના કપરા સમયમા ઉપયોગી થઈ પડતી કોઈ પુરુષો પોતાની સંપત્તિ પોતાની વિધવાને વારસામા આપી જતા પરતુ કવચિત્ કોઈ પુરુષ પોતાની વિધવાને બદલે પુત્રપુત્રીને સપત્તિ વારસામા આપી જતો તો પછી એવો કોઈ પણ કાયદો ન હતો કે જે વિધવાને સપત્તિમાથી ભાગ અપાવે. જો વિધવાને પતિ સંપત્તિ આપી જતો તો તે પોતાની મેળે તેનો વહીવટ કરતી

પરન્તુ વારસાના અધિકારો વિષે કોઈ પ્રકારના કડક ધારા ન હોવાથી કાંઈક ગૂચવણભરી પરિસ્થિતિ ઊભી થઈ હતી, જેને લઈને વિધવા સામાજિક દૃષ્ટિએ બહિષ્કૃત ન હોવા છતા આર્થિક સકડામણોને લઈને ઘણુ દુઃખ પામતી. ઘણી વાર વિધવાની લાચાર આર્થિક સ્થિતિને લઈને તેને માટે 'અનાથ' શબ્દ વાપરવામા આવતો

વિધવાની સામાજિક સ્થિતિ એકદરે સારી ગણાતી વૈધવ્યને કારણે તેને કોઈ પણ પ્રકારનુ સામાજિક કલંક લાગે એવુ ન બનતુ પતિના મૃત્યુથી તેને સામાજિક અધોગતિના ખાડામા ધકેલી દેવામા ન

* અંગુત્તરનિકાય—૪, ૪૪.

આવતી એની સામાજિક સ્થિતિમા વૈધવ્યથી કોઈ પ્રકારનો ફેર ન પડતો એને ક્ષૌરકર્મ ન કરાવવુ પડતુ અને તે રંગીન વસ્ત્રો તેમ જ અલંકારો પહેરી શકતી વિધવાને જમીન પર સૂવુ ન પડતુ તેને એક ટાણુ કરીને અથવા મિતાહારથી શરીર ગાળી નાખવુ ન પડતુ તે લાંબા વાળ સુંદર રીતે ઓળી શકતી, સ્વેચ્છાએ સુંદર વસ્ત્રાલંકાર પહેરી શકતી પલંગ પર સૂઈ શકતી અને દરેક શુભ પ્રસંગે હાજરી આપી શકતી તેને કોઈ પણ સૌભાગ્યવતી સ્ત્રી જેવા સામાજિક અધિકારો ધરાવતી એક સન્માનિત વ્યક્તિ લેખવામા આવતી, જે પોતાના સામાજિક અધિકારો વૈધવ્ય પહેલા અને પછી સરખી રીતે ભોગવતી

વિધુર પુનર્લગ્નની જેમ વિધવા પુનર્લગ્ન સામાન્ય ગણાતુ પુનર્લગ્ન કરવામા કોઈ પણ પ્રકારના ધાર્મિક કે સામાજિક બધનો વિધવાને નડતા નહિ પુનર્લગ્ન, લગ્ન જેવો જ એક સામાન્ય બનાવ ગણાતો, જેનાથી વિધવાને કોઈ પણ પ્રકારનુ કલંક લાગતુ નહિ "જાતક કથાઓમા" એક શ્રીમંત વૃદ્ધ આવે છે જેને એક યુવાન પત્ની છે આ વૃદ્ધ વિચાર કરે છે, "હું મૃત્યુ પામીશ ત્યારે મારી પત્ની જે હજી યુવાન છે તે અવશ્ય પુનર્લગ્ન કરશે અને મારી સંપત્તિ મારા પુત્રને આપવાને બદલે તે અને તેનો બીજો પતિ ખરચી નાખશે" આ પરથી જોઈ શકાય છે કે વિધવા પુનર્લગ્નની પ્રથા સામાન્ય હતી એક સ્ત્રીનો ભાઈ અને પતિ બન્ને કારાગૃહમા પૂરાયા હોવાથી તે ઉચ્ચ અધિકારીઓ પાસે ગઈ અને વિનંતિ કરવા લાગી "હું જો જીવીશ તો મને બીજો પતિ અવશ્ય મળશે પણ મારા માતાપિતા મૃત્યુ પામેલા હોવાથી બીજો ભાઈ નહિ મળે આથી વિનંતિ કરુ છુ કે મારા ભાઈને જીવનદાન આપો" આવા બીજા અનેક ઉદાહરણો એમ થી આપણને મળી આવે છે

સતીની પ્રથા બૌદ્ધ સમયમા પ્રચલિત નહતી નાનામા નાના [illegible]

તેનો વિરોધ કર્યો હોત, પણ ગૌતમના ઉપદેશોમા તેનો ઉલ્લેખ નથી, એટલે એમ માનવાને સબળ કારણ છે કે સતીની પ્રથા તે સમયમા પ્રચલિત ન હતી.

આસરે છઠ્ઠી સદીમા બૌદ્ધ ધર્મની પડતી થઈ અને બ્રાહ્મણોએ પોતાનો પુરાણો હિંદુ ધર્મ ભારતમા ફરી કાઈક નવા ધોરણે સ્થાપ્યો, ને બુદ્ધે પ્રસારેલા પ્રમાણિત ધોરણો બદલી નાખ્યા. મઠોમા સાધ્વીઓને દાખલ થવા પર મઠોમા અનીતિ ચાલતી હતી તેના બહાના હેઠળ બ્રાહ્મણોએ કડક પ્રતિબંધ મૂકી દીધો. સ્ત્રીની સંન્યાસ લેવાની છૂટ બંધ થઈ. તેની સાથે જ સ્ત્રીની વિધવા તરીકે સમાજમા અધોગતિ શરૂ થઈ અને સ્ત્રીનું સ્થાન સમાજમા ને ધાર્મિક વિધિઓમા નીચે ઉતરી ગયુ.

---

3

# સ્મૃતિકાળ

બૌદ્ધધર્મની અવનતિ સાથે જ બ્રાહ્મણધર્મનું પુનરુત્થાન થયું. આ પુનરુત્થાન સ્ત્રી અને વિધવાની સામાજિક સ્થિતિને હાનિકારક નીવડ્યું. જ્ઞાતિબહાર લગ્નો કરવા પર ફરીથી કડક પ્રતિબંધ મૂકાયો. આને લઈને લગ્નનું ક્ષેત્ર અતિશય સંકુચિત અને મર્યાદિત બની ગયું. સ્ત્રી માટે પતિની પસંદગીનો અવકાશ ઓછો થઈ ગયો અને વૈધવ્યનો સંભવ વધી ગયો બૌદ્ધધર્મની અસર નિર્મૂળ કરવા અને બ્રાહ્મણ-ધર્મનો પાયો મજબૂત બનાવવા ધર્મશાસ્ત્રો અને ધર્મસૂત્રો રચાયા

ધર્મશાસ્ત્રો અને ધર્મસૂત્રો—જે "સ્મૃતિ"ઓને નામે ઓળખાય છે—તે બ્રાહ્મણોએ સ્વલાભાર્થે રચેલા હોવાથી ભારતના તે સમયના સમાજનું સાચું ચિત્ર રજૂ કરતા નથી. આશરે ઈ. સ પૂર્વે ૬ઠ્ઠી સદીથી ઈ. સ. ૮મી સદી સુધી ફેલાયેલો સ્મૃતિકાળનો સમાજ સર્વાંશે પિતૃપ્રધાન હતો બૌદ્ધધર્મે સ્ત્રીને સામાજિક ઉચ્ચ કક્ષાએ મૂકી, તેના પ્રત્યાઘાત રૂપે બ્રાહ્મણોએ ફરી સ્ત્રીને સમાજમા ઊતરતુ સ્થાન આપ્યુ. સ્ત્રીને કહેવામા આવ્યુ કે સ્ત્રીનું સ્થાન ગૃહે હતુ—સાધ્વી તરીકે મઠમા નહિ મઠોમા ફેલાયેલા શિથિલ નૈતિક વાતાવરણનો લાભ લઈને બ્રાહ્મણોએ જનતાને ભારપૂર્વક સમજાવ્યું કે સ્ત્રી એ જ પુરુષના નૈતિક અધ પતનના કારણરૂપ હતી.

સ્મૃતિકાળમા અનેક બાહ્ય તેમ જ આંતરિક સંયોગોને લઈને અમુક સામાજિક પ્રથાઓ અનેક સામાજિક બળોના સંઘર્ષણોમાથી ઊભી થઈ. આ પ્રથાઓ કઈ કઈ છે તે આપણે જોઈશુ.

(૧) બાળલગ્નો

(૨) પુનર્જન્મને અપાવા માંડેલું વધુ પડતુ મહત્ત્વ.

(૩) જ્ઞાતિપ્રથાના કડક બનતા જતા બંધનો.

(૪) નિયોગની પ્રથાને અપાતું ઉત્તેજન.

## ૧. બાળલગ્નો

**બૌદ્ધકાળ** સુધી પ્રાચીન ભારતની કન્યાઓ સોળ કે સત્તર વર્ષની યુવાન વયે લગ્ન કરતી. પરંતુ બૌદ્ધધર્મના પ્રત્યાઘાત રૂપે લખાયેલી સ્મૃતિઓમા બ્રાહ્મણોએ કન્યાની લગ્નવય બાર વર્ષ પહેલા ઠરાવી સંભવિત છે કે કોઈ અપરિણીત યુવતીઓએ અનીતિ આચરી હોય ને તેને લઈને સમાજનુ નૈતિક ધોરણ શિથિલ બન્યુ હોય. આથી સ્મૃતિઓએ સમાજને સમજાવ્યુ કે કન્યાને બાળવયે જ પરણાવી દેવી ઇષ્ટ હતું, જેથી અનીતિનો માર્ગ બંધ થઈ જાય. ઘણા વિદ્વાનોના મંતવ્ય પ્રમાણે આર્યોએ બાળલગ્નની પ્રથા અનાર્યો પાસેથી અપનાવી. કોઈ વિદ્વાનોની એવી માન્યતા છે કે પોતાની પુત્રીઓને અનાર્ય યુવાનો સાથે લગ્ન કરતી અટકાવવા આર્યોએ બાળલગ્નની પ્રથા શરૂ કરી. ત્રીજો વિદ્વાન મત એવો છે કે જે કન્યાનુ કૌમાર્ય અખંડ હોય એની જ કન્યા પોતાના પુત્રને મળે એ હેતુએ આર્ય પિતાઓએ બાળલગ્નની પ્રથા શરૂ કરી પરદેશી અનાર્યોના ઉત્તરમાથી ધસી આવતા ટોળાના હાથમા કન્યા જતી અટકાવવા આર્યોએ બાળલગ્નની પ્રથા શરૂ કરી હશે એમ પણ માની શકાય. ગૌરાંગી, સુકોમળ, આર્ય કન્યાને કોઈ પણ અનાર્ય જાતિના હાથમા જતી અટકાવવાને પણ બાળલગ્નો આર્યોએ શરૂ કર્યા હોય.

ઈ. સ. પૂર્વે છઠ્ઠી સદીથી આશરે બાળલગ્નો ધીરે ધીરે શરૂ થયા. છઠ્ઠી સદીમા રચાયેલા ગૌતમ ધર્મસૂત્રમા કન્યાને ઋતુમતી થતા પહેલા

પગણાની દેવાની આજ્ઞા છે ચોથી સદીથી સાગયે ભાગ્તમા બાળ ન ગ્ન પ્રચલિત થઈ ગયા

સ્મૃતિકાળમા સ સાગ્ત્યાગની ભાવનાનુ એક મોજુ ભાગ્ત સમાજ પ ફરી વળ્યું હતુ આ ભાવનાને ઉત્તેજન મળે એ હેતુ સ્ત્રીને અધોગતિને માર્ગે દોરી જનારી આલેખવામા આવી પગ્ણિ ઇ મ ત્રીજી સદીમા કન્યાને ઉપનયન સસ્કાગ દેવાનો બધ કગ્વાગ આવ્યો પુરોહિતો કહેવા લાગ્યા, "પુત્રી માટે લગ્ન-સસ્કાર અને પુ માટે ઉપનયન સસ્કાગ બરાબગ છે" આને લઈને કન્યાની લગ્ન પુત્રની ઉપનયન સસ્કાર વય—સાત કે નવ વર્ષ—જેટલી જ થઈ ગ પુત્રીને દસ વર્ષની વય પહેલા પગ્ણાવી દેનાગ પિતાને સ્વર્ગમા બહુમા મળે એમ ગનાતુ જો પિતા પુત્રીને ઋતુમતી થાય તે પછી અપગ્ણી ગખે તો પિતાને ઘેગ જેટલી વખત તેને રજોદર્શન થાય એટલા ગર્ભ હત્યાનુ પાપ પિતાને લાગે એમ મનુ સિવાય બધા સ્મૃતિ રો કહેત લગ્નની વય ઓછી થતા વૈધવ્યનો સ ભવ વધ્યો પગ તુ વૈધવ્ય તો વિધિ નિર્માણ કરેલુ એક દુર્ભાગ્ય લેખાતુ અને તે સ્થિતિમાથી કન્યા કાઢવાના પ્રયત્નો થતા જ નહિ

સ્મૃતિકાળના બાળલગ્નોમા માત્ર કન્યા જ બાળવયની હતી પુરુ વેદનુ શિક્ષણ પૂરુ કરીને લગ્ન કરતો પગ તુ મોટી વયે લગ્ન કગ્તો પુરુ બ્રહ્મચર્ય ન પાળી શકતો અને અનૌગ્સ સ તતિનો પ્રશ્ન સમાજ સા આનીને ઊભો થતો આથી અને આવા બીજા અનેક વયભેદના અનિ પગ્ણિામોને લઈને સમાજે પુત્રને પણ નાની વયે પગણાવી દેવાનું શ કર્યું, પગ તુ બાળવરો બાળરોગો જેવા કે શીતળા, જ્વગ વગેરેનો ભો થઈ પડતા અને બાળવિધવાની સ ખ્યા વધી બાળવિધુરોને તો સત્વ ફરી પગ્ણાવવામા આવતા, પગ તુ બાળવિધવાને જીવનભગ વૈધ પાળવુ પડતુ

આઠમી કે નવમી સદી સુધીમા કન્યાની લગ્નવય લગભગ સાત કે આઠ વર્ષ જેટલી થઈ ગઈ હોય ને જો કોઈ વૃદ્ધને ફરી લગ્ન કરવાની ઇચ્છા થતી તો આઠ વર્ષથી મોટી કન્યા તેને મળતી નહિ આ વયની અસમાનતાને લઈને વિધવાઓની સખ્યા પાછી વધી. બ્રહ્મપુરાણ તો કન્યાની લગ્નવય ચાર વર્ષની કહે છે સાતમી સદીમા માનુચી નામનો એક વિખ્યાત મુસાફર યુરોપથી ભારત આવ્યો હતો. તે પોતાની નોધ પોથીમા લખે છેઃ "ભારતમા ક્વચિત્ કન્યાને બોલતા શીખે તે પહેલા પરણાવી દેવામા અવે છે, અને દસ વર્ષની ઉપરની કન્યા અહી' અપરિણીત જોવામા આવતી નથી. વિશ્વવિખ્યાત મુસ્લીમ મુસાફર **અલબેરુની** ભારતમા અગિયારમા સૈકામા આવ્યો, તે લખે છે, "હિંદુઓ પોતાના સંતાનોને ઘણી નાની વયે પરણાવી દે છે અને કોઈ પણ ઉચ્ચ જ્ઞાતિની કન્યા બાળવયે પણ જો વૈધવ્ય પામે તો પુનર્લગ્ન થતુ નથી."

ઈ. સ. ૧૮૫૬મા વિખ્યાત સમાજસુધારક ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે અંગ્રેજ સરકારને સમજાવવાના ભગીરથ પ્રયત્નો આદર્યા અને આખરે વિધવાવિવાહની છૂટ આપતો કાયદો પસાર કરાવ્યો આ પહેલા મધ્યયુગમા કોઈ પણ ઉચ્ચ વર્ણની હિંદુ વિધવા કાયદેસર પુનર્લગ્ન કરી શકતી નહોતી. લગભગ પાચસો છસો વર્ષથી આ સ્થિતિ પ્રવર્તતી હોવાથી બાળ વિધવાઓમા ગર્ભપાત અને બાળહત્યાનુ પ્રમાણ ઘણુ વધી ગયુ હતું. આને લઈને સમાજનું નૈતિક ધોરણ નીચું ઊતરી ગયું હતુ. ફરજિયાત વૈધવ્યથી બાળ વિધવાને પારાવાર દુ ખો પડતા હતા અગ્રેજ લેખક જી. ડબલ્યુ જોનસન કહે છે તેમ, "સૈકાઓથી મૂક ભાવે દુઃખો સહન કરતી આવતી અને ફરજિયાત વૈધવ્ય પાળતી, ક્વચિત્ નિરાધાર, ક્વચિત્ નિરાશ્રિત, લાખ્ખો હિંદુ બાળ વિધવાઓના દુઃખોનું કોણ માપ કાઢશે ?" વિખ્યાત લેખક ઈ. વેસ્ટરમાર્ક કહે છેઃ "કોઈ પણ સંસ્કૃતિનુ માપ તે દેશની કન્યાની લગ્નવય પરથી જણાઈ આવે છે. જેમ દેશ પછાત તેમ લગ્નવય નાની."

## ૨. પુત્રજન્મને અપાવા માંડેલું વધુ પડતું મહત્ત્વ

ज्योतिर हा पुत्र · परमे व्योमन् ॥

ऐतरेय ब्राह्मण ॥

સ્મૃતિકાળમા સંયોગવશાત્ ઊભી થયેલી આ બીજી પ્રથા.

અંગ્રેજ લેખક બટ્રૅન્ડ રસેલના કહેવા પ્રમાણે "પુત્ર એ મનુષ્યના અહમનું અનુસંધાન છે."

ભારતના સામાજિક ઇતિહાસમા વિધવાની સ્થિતિ વિષે કાંઈ પણ જાણવું હોય તો સમાજમા પુત્રજન્મને અપાતા મહત્ત્વ વિષે અવશ્ય જાણવુ જોઈએ, કારણ કે ભારતના જેવા પિતૃપ્રધાન સમાજમા સ્ત્રીનુ સ્થાન હમેશ ગૌણ રહ્યુ છે અને તેને લઈને વિધવાનું સ્થાન અતિ ગૌણ લેખવામા આવ્યુ છે, કારણ કે પ્રથમ તો તે સ્ત્રી છે અને બીજુ, દુર્ભાગ્યે તેણે પતિ જેવો પુરુષરક્ષક ગુમાવ્યો છે પુત્રજન્મને અપાતા અતિશય મહત્ત્વને લઈને નિયોગની પ્રથાનો જન્મ થયો, જે પ્રથાને વિધવાના જાતીય જીવન સાથે નિકટનો સબંધ છે. પુત્ર વિના પિતૃઓને પિંડ કોણ સારે? પુત્ર એટલે પુરુષની મૃત્યુ પછીના જીવન માટે રોપી થાપણ પુત્ર વિના વંશવેલા કોણ જાળવી રાખે? આને લઈને સ્ત્રીના જીવનનુ સૌથી મુખ્ય ધ્યેય બન્યુ—પુત્રપ્રાપ્તિ. સ્મૃતિકાળ દરમિયાન પુત્રને જે સસ્કારો આપવામા આવતા તે પુત્રી માટે બંધ કરવામા આવ્યા ગર્ભવતી સ્ત્રીને પણ પુત્રપ્રાપ્તિ અર્થે જ બધા સસ્કારો આપવામા આવતા જ્યારે આશરે ત્રીજી સદીમા કન્યાને ઉપનયન સંસ્કાર આપવાનો બંધ કરવામા આવ્યો ત્યારે સ્ત્રીનો આધ્યાત્મિક મતાધિકાર ખૂચવી લેવા જેવુ થયુ

બૌદ્ધકાળ દરમિયાન સૂત્રસમયના બ્રાહ્મણોએ સ્થાપેલા બધા જ સિદ્ધાન્તો ઊથલપાથલ થઈ ગયા નૈતિક તેમ જ સામાજિક મૂલ્યાકનો બદલાઈ ગયા અને સ્ત્રી એટલે માત્ર પુત્ર પ્રાપ્ત કરવાનુ સાધન એ

ભાવનામાથી પુરુષ તે સમય પૂરતો તો મુક્ત થઈ ગયો વ્યવહારમા નહિ તો સિદ્ધાન્તથી સ્ત્રી પુરુષસમાન ગણાવા લાગી પુનર્જન્મને પુનર્જન્મ જેટલુ જ મહત્ત્વ અપાતુ.

પરતુ બૌદ્ધધર્મની અવનતિ સાથે જ બ્રાહ્મણધર્મનુ પુનરુથાન થયુ. જૂના ધોરણો અને સિદ્ધાન્તોએ ફરી પાછુ લોકમત ઉપર વર્ચસ્વ જમાવી દીધુ પુનર્જન્મનુ મહત્ત્વ ફરી પાછુ વધી ગયુ સ્મૃતિકારે સ્ત્રી તરફ સન્માનની દૃષ્ટિએ જોતા પણ તે પુત્રની માતા તરીકે જ સ્મૃતિકારોનો અનુરોધ હતો કે પુરુષ માટે મૃત્યુ પામતા પહેલા પુત્રનુ મુખ જોવુ આવશ્યક હતુ ને તેથી જો પત્ની પુત્રને જન્મ ન આપે તો બીજી પત્ની અવશ્ય પુરુષે કરવી પરિણામે બહુપત્નીત્વની પ્રથા ખૂબ જ સામાન્ય થઈ પડી અને વિધવાઓની સખ્યામા સારો એવો વધારો થયો.

કન્યાને ઋતુમતી થાય તે પહેલા પરણાવવાની હતી તેને જ્ઞાતિ બહાર પરણાવવા પર પ્રતિબધ હતો પરતુ જ્ઞાતિમા સગોત્ર લગ્ન પર એટલો જ કડક પ્રતિબધ હતો આમ વયમર્યાદાને લઈને લગ્નમા સમયમર્યાદા ઊભી થઈ હતી અને સાથે સાથે જ્ઞાતિના વર્તુલોની મર્યાદા તો હતી જ, જેમા પાછી સગોત્ર લગ્નની મર્યાદા હતી આમ લગ્નનુ ક્ષેત્ર સકુચિત થતુ ગયુ અને કન્યા માટે બધી જ રીતે યોગ્ય પતિ શોધવો મુશ્કેલ થઈ પડ્યો પરિણામે બધી જ મર્યાદા સાચવતા ઘણી કન્યાઓને ભાગે વૃદ્ધ, રોગી કે અયોગ્ય પતિ આવતો અને વિધવાઓની સખ્યા વધતી ગઈ

## ૩ સ્મૃતિકાળમાં જ્ઞાતિપ્રથાનાં કડક બનતાં જતાં બંધનો

સ્મૃતિકાળમા સયોગવશાત્ ઊભી થયેલી આ ત્રીજી પ્રથા

"જેમ ઉનાળામા ગરમ વસ્ત્રો નકામા થઈ પડે છે અને ક્વચિત્ નુકસાન પણ કરે છે તેમ એક યુગની પ્રણાલિકાઓ અને પ્રથાઓ બીજા યુગમા નકામી અને ક્વચિત નુકસાનકારક થઈ પડે છે' –મોહનદાસ ગાધી

સ્મૃતિકાળમા વિધવા સ્ત્રીઓની સંખ્યામા સારો એવો વધારો થયો. તેના અનેક કારણોમા એક કારણ તે ભારતના સમાજમા કડક બનતી જતી જ્ઞાતિપ્રથા.

વેદના સમયમા વર્ણભેદ બે પ્રકારે ગણવામા આવતા. (૧) એક જ ઉદ્યોગનુ અનુસરણ (૨) ઉદ્યમની વહેંચણી.

આર્યોને વર્ણપ્રથા જાળવી રાખવાનુ એક કારણ એ હતું કે આર્યોને અનાર્યો સાથે આંતર લગ્નો કરવા પર કડક પ્રતિબંધ મૂકી દેવો હતો. આ વર્ણભેદ જ્ઞાતિભેદમા પલટાવા લાગ્યો. જ્યારે કોઈ પણ મનુષ્ય પોતાનો વંશપરંપરાનો ઉદ્યોગ છોડીને બીજો ઉદ્યોગ કરવા લાગે જતા તે જ વર્ણનો ગણાવા લાગ્યો ત્યાર વર્ણભેદની પ્રથા જ્ઞાતિભેદમા પરિવર્તન પામી.

જ્ઞાતિપ્રથા કેવી રીતે શરૂ થઈ તેના થોડા કારણો અંગ્રેજ લેખક હટન નીચે પ્રમાણે ગણાવે છે:

(૧) અમુક મર્યાદિત કુટુંબક્ષેત્ર, કૌટુંબિક પૂર્વજોની ભક્તિ, અને અમુક ધાર્મિક સંસ્કારોનો આદર્શ.

(૨) વંશપરંપરાનો એક જ ઉદ્યોગ અને તે ઉદ્યોગને લગતા ઔદ્યોગિક જ્ઞાન વિષે સેવવામા આવતી ગુપ્તતા.

(૩) પ્રતિકુલ તત્ત્વોનુ ઘર્ષણ, વિશેષે કરીને પિતૃપ્રધાન અને માતૃપ્રધાન સંસ્કૃતિઓ વચ્ચે ઉત્પન્ન થતું ઘર્ષણ

(૪) રંગભેદ, જાતિભેદ અને વિજેતાઓ અને પરાજિત જાતિઓ વચ્ચે ઉત્પન્ન થતુ ઘર્ષણ.

(૫) ધાર્મિક અને સામાજિક અધિકારો ભોગવતા અમુક ઉચ્ચ વર્ગોનો વિકાસ

( ૬ ) બુદ્ધિશાળી પરંતુ પરોપકારની ભાવના વિનાના એક ઉચ્ચ વર્ગનું બીજા સામાન્ય વર્ગો પર વર્ચસ્વ.

આંતરજ્ઞાતીય અને સગોત્ર લગ્નો પર સૌથી પ્રથમ કડક પ્રતિબંધ મૂકી દીધો ગૃહ્યસૂત્રોએ. તે પછી સ્મૃતિ સમયમાં હિંદુઓમાં જ્ઞાતિ-સભાનતા પ્રબળ બની. પ્રત્યેક જ્ઞાતિ માટે જુદા ધારા ઘડવામાં આવ્યા.

સ્મૃતિઓનાં અનુલોમ લગ્નોની છૂટ હતી પણ સગોત્ર લગ્નોની નહિ. ૭મી સદીમાં કાત્યાયન ધર્મશાસ્ત્ર સગોત્ર અથવા પરજ્ઞાતિના વચ્ચે અનીતિમાન અસાધ્ય રોગથી પીડાતા વરની કક્ષામાં મૂકીને પિતાને આવા પતિ સાથે પુત્રી છૂટાછેડા અપાવી બીજા પતિ સાથે પરણાવવા કહે છે. આમ જ્ઞાતિબંધન ન સ્વીકારનારનાં લગ્ન રદ ગણવાનુ શાસ્ત્રો કહેતાં.

જ્ઞાતિ સભાનતા વધુ પ્રબળ બનતાં જ્ઞાતિની પેટાજ્ઞાતિઓ થઈ અને તેમાં વળી નાની પેટા જ્ઞાતિઓ થઈ અને લગ્નનું ક્ષેત્ર એટલું તો સંકુચિત બની ગયું કે લગ્નમાં પસંદગીને કોઈ અવકાશ ન રહ્યો, અને વૈધવ્યનો સંભવ વધતો ગયો. સંયોગો નવા નવા ઉત્પન્ન થતા નવી નવી જ્ઞાતિઓ ને પેટાજ્ઞાતિઓ બનતી ગઈ અને આજે જ્ઞાતિઓ એટલે જુદી જુદી આર્થિક રચનાઓમાંથી ઉત્પન્ન થતી ભિન્ન ભિન્ન સંસ્થાઓનો સમૂહ તેમ જ ભિન્ન જાતિઓનો એક સમુદાય અને તે ઉપરાંત વર્ણભેદ પર રચાયેલ ક્રમવાર ગોઠવણી.

બારમી સદીથી સમાજે અનુલોમ લગ્નો પર પણ પ્રતિબંધ મૂકયો. કડક જ્ઞાતિબંધનોએ આડકતરી રીતે બાળલગ્નોને ઉત્તેજન આપ્યું. કન્યાને બાર વર્ષની વયની પહેલાં પરણાવી દેવાની શાસ્ત્રાજ્ઞા હતી. શાસ્ત્રો પ્રમાણે સ્વજ્ઞાતિનો પણ અન્ય ગોત્ર, પ્રવર કે આર્ષનો જ પતિ માન્ય હતો. સપિન્ડ, સગોત્ર, સાર્ષ કે સમાનપ્રવર પતિ અસ્વીકાર્ય હતો. આ બધું જોતાં થોડા જ યોગ્ય વરો કન્યા માટે બાકી રહેતા. આ

વરોમાથી કોઈ પણ વહેલી તકે પસંદ કરીને પરણવો એ કન્યાના જીવનનુ મુખ્ય ધ્યેય રહેતું. વરની માગ વધુ રહેતી હોવાથી કન્યાને વહેલામા વહેલી તકે પરણાવી દેવામા આવતી.

તે પછી ઓગણીસમી અને વીસમી સદીમા જ્ઞાતિબંધનો એટલા તો કડક બન્યા કે જે જૂની માન્યતાઓ પોતાના અમુક અભિપ્રાયો સાથે ન મળતી આવતી તો સમાજ શાસ્ત્રોની આજ્ઞાઓ બદલીને પોતાની માન્યતાઓને અનુકૂળ બનાવતો; આમ જ્ઞાતિઓના સબળ પાશમા હિન્દુ સમાજ જકડાતો ગયો અને જ્ઞાતિબંધનો સુખકર્તાને બદલે દુ:ખકર્તા થઈ પડવા છતા તેના નાગપાશમાથી ન છૂટી શક્યો.

## ૪. સ્મૃતિકાળમાં નિયોગની પ્રથાને અપાતું ઉત્તેજન

અત્યારે સ્મૃતિપટ પરથી પણ લુપ્ત થઈ ગયેલી એક પ્રથા ધર્મશાસ્ત્રોના સમયમા પ્રચલિત હતી એટલું જ નહિ પણ સામાન્ય હતી. આ પ્રથા તે નિયોગની પ્રથા, જેનો ઉદ્ભવ પુનર્જન્મને અપાતા વધુ પડતા મહત્ત્વમાથી થયો હતો. નિયોગ એટલે કે કોઈ પણ વિધવા અથવા નપુંસક પતિની પુત્રોત્પતિ અર્થે વરના નાના ભાઈ અથવા વરના સગા અથવા કવચિત્ બ્રાહ્મણ જ્ઞાતિના પુરુષ સાથે પત્ની તરીકે રહેવુ પડતુ અને પછી જે પુત્ર ઉત્પન્ન થતો તે પોતાની માતાના પતિના પિતૃઓને પિંડ સારતો. આ પ્રથામા સ્ત્રી તો માત્ર પુત્રપ્રાપ્તિ અર્થેના એક સાધન રૂપ જ ગણાતી—તેનો બીજો કશો જ ઉપયોગ ન હતો.

વૈદિક કાળમા નિયોગ પ્રચલિત હતો પરંતુ સામાન્ય ન હતો. મહાકાવ્યોના સમયમા નિયોગના અનેક ઉદાહરણો આપણને મળી આવે છે પરન્તુ તે બધા નપુંસક પતિની પત્નીના નિયોગના ઉદાહરણો છે. વિધવાના નિયોગનુ એક પણ ઉદાહરણ નથી ગૃહ્યસૂત્રોમા માત્ર શ્રૌતસૂત્રોમા "દ્વિપિત"—બે પિતાઓનો પુત્ર—નો ઉલ્લેખ છે. બૌદ્ધ સમયમા જીવનના મૂલ્યાંકનોમા ક્રાન્તિકારક પરિવર્તન થયું. પુનર્જન્મને મહત્ત્વ અપાતુ બંધ થયુ.

સ્મૃતિઓના સમયમા નિયોગની પ્રથા પુનર્જીવિત થઈ. નિયોગથી ઉત્પન્ન થયેલા પુત્રને "ક્ષેત્રજ" કહેવામા આવતો. નિયોગ પ્રચલિત થવાના ત્રણ મુખ્ય કારણો હતા: (૧) પિતૃઓના આત્મકલ્યાણાર્થે પિંડ સારવા પુત્રની આવશ્યકતા રહેતી. (૨) પુત્ર પિતાનો વંશ જાળવી રાખતો (૩) કુટુંબની સંપત્તિ કુટુંબમા જ રાખવી હોય તો પુત્ર હોવો જ જોઈએ. ઘણા સ્મૃતિકારો નિઃસંતાન પિતાની સંપત્તિના વારસ ક્ષેત્રજને બનાવે છે. તે તેને પિંડ સારવાનો અધિકાર આપે છે. નિયોગથી ઉત્પન્ન થતા પુત્રને સંપત્તિ મળતા વિધવા માતાની આર્થિક મુશ્કેલીનો અંત આવતો વિધવા પુત્રવધુ અને સંયુક્ત કુટુંબ વચ્ચે મૃત પુરુષની સંપત્તિની બાબતમા ઊભા થતા ઘર્ષણનો અંત આણવા પણ નિયોગની પ્રથા શરૂ થઈ હોય પરંતુ તેમ છતા નિયોગનો આર્થિક હેતુ હંમેશ ગૌણ જ રહ્યો છે. તેનો મુખ્ય હેતુ તો ધાર્મિક જ હતો

સ્મૃતિકારોએ નિયોગ માટે અમુક સિદ્ધાન્તો ઘડી કાઢ્યા છે:—

(૧) વિધવાને કે પરિણીત પત્નીને ઔરસ પુત્ર ન હોવો જોઈએ.

(૨) ગુરૂની અથવા પતિના સગાઓની નિયોગ માટે રજા હોવી જોઈએ.

(૩) નિયોગ અર્થે નીમવામા આવેલો પુરુષ કાતો પતિનો નાનો ભાઈ હોવો જોઈએ કે સકુલ્ય કે સગોત્ર હોવો જોઈએ

(૪) સ્મૃતિઓએ નક્કી કરેલા વિધિને અનુસરીને જ પુરૂષે સ્ત્રી પાસે જવુ જોઈએ

(૫) એક કે બે પુત્રો જન્મે **ત્યાં સુધી** જ સ્ત્રી અને પુરૂષે પતિ-પત્ની તરીકે રહેવુ

(૬) નિયોગ પાછળનો હેતુ વિષયવાસનાની તૃપ્તિ ન હોવો જોઈએ.

વિધવા જો નિયોગથી પુત્ર ઉત્પન્ન કરતી તો તેના પતિની સંપત્તિ ગજાને જતા અટકતી નિયોગ ન કરનારી વિધવા પર દબાણ ન આણવાનું બધા જ સ્મૃતિકારોમાં માત્ર બૌદ્ધાયન જ કહે છે

ઈ સ પૂર્વે ત્રીજી સદીમાં આપસ્તંબે "આપસ્તંબીય ધર્મશાસ્ત્ર"માં સૌથી પહેલો નિયોગ સામે વિરોધ દર્શાવ્યો સંભવિત છે કે એના પર તે સમયે પ્રચલિત બૌદ્ધ ધર્મની અસર થઈ હોય પુનર્જન્મને વધુ પડતું મહત્વ આપતા અને પુનર્જન્મ અને પિંડ સારવા માટે પુત્રની આવશ્યકતા આગળ લગ્નની પવિત્રતાને ગૌણ ગણતા સામાજિક કાનુનો સામે આપસ્તંબ વિરોધ દર્શાવે એમાં આશ્ચર્ય કાંઈ નથી સંભવિત છે કે આ પ્રથા સમાજમાં અનીતિ અને નીચા ગયેલા નૈતિક ધોરણ માટે જવાબદાર હોય

આશરે સાતમી સદીથી નિયોગની પ્રથા સમાજમાંથી અદશ્ય થવા લાગી દત્તક પુત્રની પ્રથા સમાજને વધુ ઉત્તમ લાગી કારણ કે એમાં લગ્નની પવિત્રતા સચવાતી પતિનો નાનો ભાઈ ભાભી પ્રત્યે ભાવિ ટૂંક મુદતની પત્ની તરીકે જુએ એ અનિચ્છનીય હતું તેની પત્ની જો હોય તો તે નિઃસંતાન જેઠાણી પ્રત્યે તિરસ્કાર સેવતી નિયોગમાં વિષય વાસનાએ પ્રવેશ કર્યો હોય એ પણ સંભવિત હતું આ બધા કારણોને લઈને નિયોગની પ્રથા હિંદુ સમાજમાંથી અદશ્ય થઈ

આર્ય સમાજના પ્રણેતા સ્વામી દયાનંદ સરસ્વતીએ નિયોગની પ્રથા ફરીથી શરૂ કરવાની હિમાયત કરી પણ એ પ્રથા ફરી કદી પણ હિંદુઓમાં પ્રચલિત થઈ નહિ

## શાસ્ત્રોમાં વિધવા અને વિધવા પુનર્લગ્ન

ધર્મશાસ્ત્રો (સ્મૃતિઓ)નો અભ્યાસ કરીશું તો જણાશે કે વિધવાના અધિકારો પુરુષે ઘડેલા ધારાઓ, તે સમયની પ્રચલિત પ્રથાઓ અને સ્ત્રીકેળવણીના અભાવને લઈને સ્મૃતિઓએ ઘણા જ મર્યાદિત કરી

દીધા છે ધાગઓ ઘડવામા માનવસમુદાયના અડધોઅડધ ભાગને બાતન કરી નાખીને પુરુષજાતિએ સમાન અધિકારોનો સિદ્ધાન્ત ઉથલાવી પાડયો છે

સ્મૃતિઓ રચાઈ તે સમયે હિન્દુસમાજ પર વૈરાગ્યની ભાવનાનુ એક મોજુ ફરી વળ્યુ હતુ સ સાર એ એક માયા છે અને તેનો ત્યાગ કલ્યાણકારી છે એ પ્રચલિત માન્યતાને લઈને પુરુષને ગૃહસ્થાશ્રમ પ્રત્યે ઘૃણા ઉત્પન કરાવવાના પ્રચારો થતા ઘૃણા ઉત્પન્ન કરાવવી હોય તો સ્ત્રીને નૈતિક અધોગતિને માર્ગે ઘસડી જનાર આલેખવી જોઈએ આ અર્થે બ્રહ્મચર્યની પ્રશસા અને સ્ત્રીની નિંદા શરૂ થઈ સર્વ સ્મૃતિ કારોએ કહ્યુ, "સ્ત્રીને બાળપણમા પિતા, યુવાન વયમા પતિ અને વૃદ્ધા વસ્થામા પુત્ર પોષે છે સ્ત્રી સ્વાત ત્ર્યને યોગ્ય નથી " પર તુ સ્ત્રી કરતા સમાજે પુરુષને ઉચ્ચ ગણ્યો, તેને સ્વેચ્છાએ આચરણ કરવાની છૂટ આપી, તેથી જ પુરુષનુ નૈતિક અધ પતન થયુ સ્ત્રી તો કદી પણ આ અધ પતનનુ કારણ બની જ નહિ વ્યવહારમા નહિ તો એક આદર્શ તરીકે વિધવા નીતિમાન જીવનને પોતાનુ ધ્યેય માનતી વિધુરનુ તો નીતિમાન આચરણ એ જીવનધ્યેય પણ ન હતુ અ તે સ્મૃતિકાળમા અનેકપત્નીત્વના રિવાજને લીધે, બાળલગ્નોના રિવાજને લીધે અને કન્યાવિક્રયની અભાવે વિધવાની સામાજિક સ્થિતિ અતિ દુ ખદાયક થઈ પડી

પર તુ ઘણા સ્મૃતિકારો વિધવાને પુનર્લગ્નની છૂટ આપે છે ઈ સ પૂર્વ છઠ્ઠી સદીમા ગૌતમ ધર્મશાસ્ત્ર કહે છે, "જે બ્રાહ્મણસ્ત્રીનો પતિ પરદેશ અભ્યાસાર્થે ગયો હોય તે સ્ત્રીએ પતિની બાર વર્ષ વાટ જોવી અને પછી ફરી લગ્ન કરવુ " આ ઉપરથી એમ અનુમાન કરી શકાય કે એણે વિધવા પુનર્લગ્નની છૂટ અવશ્ય આપી હશે નિ સ તાન પિતાના વારસ તરીકે સ્મૃતિકારોએ જે બાર પુત્રો ગણાવ્યા છે તેમા પૌનર્ભવ

(વિધવાનો પુન)ની ગણની કરવામા આવી છે. ઈ. સ. પૂર્વે પાચમી સદીમા વસિષ્ઠ ધર્મશાસ્ત્ર કહે છે, "જે કન્યાના માત્ર મંત્રોચ્ચારથી લગ્ન થયા હોય પણ જેણે સમાગસુખ ના ભોગવ્યું હોય તે કન્યાનો પતિ જો મૃત્યુ પામે તો તેનુ અવશ્ય પુનર્લગ્ન કરવું. આ કન્યા "અક્ષતયોનિ પુનર્ભૂ" તરીકે ઓળખાતી વસિષ્ઠ પૌનર્ભવને નિસતાન પિતાના વશજ તરીકે ગણાવે છે એટલે આપણે માની લઈશું કે જેણે સસાગસુખ ભોગવ્યુ છે એવી વિધવાને પણ એ પુનર્લગ્નની છૂટ આપે છે ઈ. સ પૂર્વે ૪થી સદીમા બૌદ્ધાયન ધર્મશાસ્ત્ર કુવારી વિધવાને પુનર્લગ્નની છૂટ આપે છે. ઈ. સ. પૂર્વે ૨૭ સદીમા મનુ અક્ષતયોનિ વિધવાને જ પુનર્લગ્નની છૂટ આપે છે—બધી વિધવાઓને નહિ પરંતુ મનુ નિયોગની વિરુદ્ધ છે. મનુના સમયમા વિધવાવિવાહની પ્રથા પ્રચલિત હતી તે મનુના પૌનર્ભવના ઉલ્લેખ પરથી સમજાશે.

વિષ્ણુ અને યાજ્ઞવલ્ક્ય બધી જ વિધવાઓને પુનર્લગ્નની છૂટ આપે છે વિષ્ણુ નિસંતાન વિધવાને પતિની સપત્તિની વારસ બનાવે છે જ્યારે યાજ્ઞવલ્ક્ય કહે છે:

"અક્ષતા ચ ક્ષતા ચૈવ પુનર્ભૂ: સસ્કૃતા પુન.॥"

ઈ. સ. પાચમી સદીમા નારદસ્મૃતિમા કહ્યું છે કે પાચ આપત્તિઓમા સ્ત્રીએ ફરી પતિ કરવો (૧) જ્યારે કોઈ સ્ત્રીનો પતિ ખોવાઈ ગયો હોય, (૨) મૃત્યુ પામ્યો હોય, (૩) પતિએ વૈરાગ્ય ધારણ કર્યો હોય, (૪) નપુસક હોય, (૫) જ્ઞાતિ બહાર મુકાયેલો હોય—તો એવા પાચમાથી ગાઈ પણ એક સંયોગમા સ્ત્રીએ અવશ્ય પુનર્લગ્ન કરવુ. એકલવાયા વિધવા પ્રત્યે નારદ સહાનુભૂતિ ધરાવે છે પતિ તરફના સગા ન હોય કે ગરીબ હોય એવી વિધવાનુ રક્ષણ તેના પિતાને કરવાનુ નારદ કહે છે.

સાતમી સદીમાં પરાશરસ્મૃતિ રચાઈ ત્યાં સુધીમાં વારસાના સ્પષ્ટ કાયદાને અભાવે વિધવાની સ્થિતિ ઘણી દુઃખદાયક થઈ પડી હતી. આથી પરાશર પણ સ્ત્રીને પાચમાથી ગમે તે આપત્તિમાં પુનર્લગ્ન કરવાની છૂટ આપે છે.

આશરે અગિયારમી સદીથી વિધવા પુનર્લગ્ન પર સમાજે પ્રતિબંધ મૂકયો. સપ્તપદીને સાતમે પગલે કન્યાનું લગ્ન થઈ ચૂકયું ગણાતું અને તે પછી તત્કાળ પતિ મૃત્યુ પામતો તો પણ ગમે તેટલી નાની બાલિકાનુ પણ પુનર્લગ્ન ન કરવામાં આવતું. વૃદ્ધ વયે વૈધવ્ય પામતો વિધુર સત્વરે ફરી લગ્ન કરતો અને શાસ્ત્રાજ્ઞા અનુસાર અગિયાર વર્ષની ઉપરની બધી જ કન્યાઓ પરણી ચૂકેલી હોવાથી વૃદ્ધને પણ નાની બાલિકા જ પત્ની તરીકે મળતી. આમ વૈધવ્યનો સંભવ કન્યા માટે વધતો ગયો અને બાળવિધવાઓની સંખ્યા પણ વધતી ગઈ.

લગ્નની વય ઓછી થતાં વૈધવ્યનો સંભવ વધ્યો અને વ્યવહારમા પુનર્લગ્નની પ્રથા બંધ થતા બાળવિધવાઓ અનીતિને માર્ગે વળી ગર્ભપાત ને બાળહત્યા વધ્યા.

તેરમી સદી પછી સમાજે વિધવાપુનર્લગ્ન પર કડક પ્રતિબંધ મૂકયો. સતીની પ્રથાને પ્રશંસનીય ગણના સ્મૃતિઓના વચનો સમાજે વિધવા આગળ ધર્યાં. વિધવાનુ દુર્ભાગ્ય પૂર્વજન્મના પાપનુ પરિણામ ગણાતું પણ એ જ નીતિ વિધુરને લાગુ પડતી નહિ. પુરુષો વિધવાઓ માટે કડક સામાજિક ધારાઓ રચતા પણ તેનુ એટલું જ કડક પાલન તો સ્ત્રીઓ જ પોતાની વિધવા વહુ-દીકરીઓ અને બહેનો પાસે કરાવતી. પોતાના જ ઘરની યુવાન વિધવાઓને સ્ત્રીઓ ગર્ભહત્યા ને બાળહત્યા કરાવવામા મદદ કરતી પણ તે જ વિધવાઓ નીતિમય રહીને પુનર્લગ્ન કરવા ઇચ્છતી તો તેની ચોખ્ખી મનાઈ કરવામા સ્ત્રીઓ જ મુખ્ય ભાગ ભજવતી.

સંસ્કૃત વિદ્વાન ડૉ. આલ્તેકર કહે છે તેમ, "પોતાના જ કલ્યાણાર્થે ઘડાયેલા સામાજિક અને નૈતિક ધારાઓની સ્ત્રીઓ પોતે મોટામાં મોટી વિરોધી હોય છે" પોતાની જ સામાજિક અને નૈતિક પ્રગતિને અંતરાયરૂપ થઈ પડતા તત્ત્વોને નિર્મૂળ કરવામાં પણ સ્ત્રીઓ જ સૌથી વધારે નારાજી દર્શાવે છે

આખર વિધવાપુનર્લગ્ન પર સમાજે એટલો કડક પ્રતિબંધ મૂક્યો કે ૧૮મી ને ૧૯મી સદીના સમાજસુધારકો બાળવિધવાઓના ત્રાસમય જીવન જોઈને ત્રાહ્ય પોકારી ગયા અને ૧૮૫૬માં ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર ઘણી મહેનતે અંગ્રેજ સરકારને સમજાવીને વિધવાપુનર્લગ્નને કાયદેસર ગણતો ધારો પસાર કરાવ્યો

---

૪

# સતીની પ્રથા અને બે મહાન સમાજસુધારકો

સતીની પ્રથા બ્રાહ્મણોના વિધવાઓ પ્રત્યેના કડક વલણનુ પ્રતિબિબ છે વેદમા સતીની પ્રથાનો ઉલ્લેખ માત્ર એક અપ્રચલિત પ્રથા તરીકે છે શ્રૌતસૂત્રો અને ગૃહ્યસૂત્રોમા તો ઉલ્લેખ પણ નથી

સતીની પ્રથા શરૂ થવાના અનેક કારણો હતા: (૧) પ્રાચીન સમયની માન્યતા કે મૃત્યુ પછી પુરુષને આ જીવનમા આવશ્યક એવી બધી જ વસ્તુઓની જરૂર પડતી (૨) પતિનો ભય કે પતિ ન ગમતા પત્ની તેને ઝેર આપશે જો પતિ સાથે બળી મરવુ પડે તો પત્ની ઝેર ન આપે (૩) વિધવા અનીતિમાન જીવન ગાળે.

પરતુ સૌથી મુખ્ય કારણ તો હિદુસમાજમા ધીરે ધીરે પ્રબળ બનતી જતી માન્યતા હતી કે સ્ત્રી એ પતિની સપત્તિ છે અને પતિના મૃત્યુ પછી જીવનનો એને કોઈ અધિકાર નથી આને લઈને જે પુરુષ સાથે સ્ત્રીનુ જીવન જોડાયેલુ હોય તે મૃત્યુ પામતા પત્નીના જીવનનો પણ અત આણવો એ સ્વાભાવિક અને આવશ્યક ગણાતુ. આ કારણોને લઈને સતીની પ્રથા અપનાવવામા આવી અને તે પછી સૈકાઓ વીતતા સ્ત્રીની સ્વામીભક્તિ પર વધુ પડતો ભાર મૂકતી આ પ્રથા યોગ્ય-અયોગ્યની સર્વ મર્યાદાઓ વટાવી એટલી તો ક્રૂર બની ગઈ કે તે કાયદાથી બધ કરવી પડી.

વેદના સમયમા શ્મશાનમા મૃત પતિની ચિતા પર તેની વિધવા સ્ત્રી બેસે એવી પ્રથા હતી તે પછી તેને ઉદ્દેશીને તેનો દિયર કહે છે, "હે સ્ત્રી, તુ ઊઠ અને આ જીવિત આત્માઓના જગતમા ફરી પ્રવેશ કર

અને જેણે તને હાથ પકડીને ઉગાડી ( દિયર ) તેની સાથે લગ્ન કર ” પત્ની પતિના મૃતદેહ પાસે બેસે છે તે વૈદિક કાળ પૂર્વેની, પણ વૈદિક-કાળમા બંધ પડેલી સતીની પ્રથાના પ્રતીક રૂપે છે આમા એક શ્લોકમા अग्रे (આગળ) શબ્દ છે તે પ્રપચી પુરોહિતોએ બદલીને अग्ने (અગ્નિમા) કરી દીધો અને પરિણામ લાખો સ્ત્રીઓનો ભોગ લેનારી સતીની પ્રથા શરૂ થઈ અથર્વવેદમા પણ આ જ પ્રમાણે ચિતા પરથી વિધવાને દિયર લઈ જાય છે તૈત્તિરિય આરણ્યકમા અને આશ્વલાયન ગૃહ્યસૂત્રમા પણ આ જ પ્રમાણે ચિતા પર બેઠેલી વિધવાનો ઉલ્લેખ છે મહાકાવ્યોમા માત્ર મહાભારતમા પણ પાછળ સ્વેચ્છાએ સતી થતી માદ્રીનો ઉલ્લેખ છે

બૌદ્ધ સમયમા સ્ત્રીને પુરુષ સમાન સામાજિક અધિકાર આપવાના સર્વ પ્રયત્નો કરવામા આવ્યા હતા અને અહિંસા તે ધર્મનો મુખ્ય પાયો હતો એટલે ગૌતમ સતીની પ્રથાનો અનુરાધ કરે એ અસંભવિત હતુ.

પરંતુ જ્યારે બૌદ્ધ ધર્મને કચરીને શંકરાચાર્યે બ્રાહ્મણ ધર્મનો પુનરુદ્ધાર કર્યો ત્યારે પ્રત્યાઘાતી બ્રાહ્મણોએ સ્ત્રીને સમાજમા નીચે ધકેલી પતિની દાસી સ્ત્રીને સતી બનાવનારી ફરજ પાડવામા કારણરૂપ બની પણ તે પછી ઘણી સદીઓ સુધી આ પ્રથા અસામાન્ય રહી

ધર્મશાસ્ત્રો અને ધર્મસૂત્રોમા સૌથી પ્રથમ સ્ત્રીને સતી થવાનુ વિષ્ણુ આશરે પહેલીથી ત્રીજી સદીમા કહે છે—સિવાય કે તે ગર્ભવતી, ઋતુમતી કે નાના બાળકોવાળી હોય તે પછી અનેક સદીઓ પછી બૃહસ્પતિ પણ તેમ જ કહે છે પરંતુ આ બન્ને શાસ્ત્રકારો જો વિધવા નીતિમય જીવન ના ગાળી શકે તો જ તેને સતી થવાનુ કહે છે. આશરે પાચમી સદીમા પરાશરસ્મૃતિ લખાઈ ત્યા સુધીમા સતીની પ્રથા વિધવા માટે ફરજિયાત બની ગઈ હતી પુરુષના બધા જ પાપ તેની પત્નીના સતીના કર્મથી ધોવાઈ જતા એમ સમાજ માનતો થઈ ગયો હતો

પગાશર તેમ જ શંખ અને લિખિત કહે છે, કે સ્ત્રી સતી થતા ગમે તેવો પાપી હત્યારો કે કૃતધ્ની પતિ સ્વર્ગ પામે છે, નહિ તો તે સ્ત્રી પોતે જન્મોજન્મ સ્ત્રીનો અવતાગ પામશે.

સતી થનાર સ્ત્રી અમુક વિધિઓ કરીને, અમુક વૈદિક શ્લોકો બોલીને સતી થવાનો સંકલ્પ લે છે. સંકલ્પ લીધા પછી કોઈપણ વિધવા માટે સતી થવાની ના પાડવી એ અપશુકનિયાળ લેખાતુ.

ગુજગતમા તે સમયે સતી માટે એક લાકડાની ઝુંપડી તૈયાગ કગ્વામા આવતી જેમા સતી પતિના શબ સાથે બેસતી ઉઘાડી તલવાગ સાથે કુટુંબનો એક પુરુષ આ ઝુંપડીના બાગણા આગળ ઊભો રહેતો જેથી ઝુંપડી સળગતા સતી નાસી ન જાય. કવચિત્ સતી નાસી ના જાય માટે ચિતા પગ ગાડાના ભારે પૈંડા મૂકવામા આવતા. કોઈ વખત ચિતા પગ લાકડાનો મંડપ બાધવામા આવતો જે અગ્નિની જવાળાઓ સ્પર્શતા કડાકા સાથે સ્ત્રી પગ તૂટી પડતો અને તે ચગદાઈ જતી. સતીની ચીસો અપશુકનિયાળ મનાતી આથી અગ્નિ પ્રગટતા જ "જય અગ્બે" "જય ગણછોડ "નો ગગનભેદી નાદ જોનાગ ટોળામાથી ઊઠતો અને ગણશિંગુ અને ઢોલ આકાશ ફાડી નાખે તેવે અવાજે વાગતા જેથી બળીને ભસ્મ થઈ જતા સુધી પણ સ્ત્રીની એક પણ ચીસ ન સંભળાય. સ્મશાનમા સતીની ચિતા પગ પથ્થગનો પાળિયો બાધવાનો ગ્વિાજ ગજસ્થાન અને ગુજગતમા છે. ગજપૂતોમા સામુદાયિક સ્વરૂપમા થતી સતીની ક્રિયાને "કેસગ્યિા" તરીકે ઓળખવામા આવતી.

મનુના "માનવધર્મશાસ્ત્ર" પગના વિવેચક મેધાતિથિ સતીની પ્રથાને તિગસ્કારે છે અને તેને આત્મહત્યા કગ્વા બગેબર ગણે છે. કવિ બાણ પણ કહે છે કે "આવી પ્રથા સ્ત્રીની મૂર્ખાઈ દર્શાવે છે અને પતિને એથી સ્વર્ગ મળે કે નર્કમા જતા તે અટકે કે પતિપત્ની સ્વર્ગમા

મત્તે એવી કોઈ સાબિતી નથી, પરન્તુ સ્ત્રીની આત્મહત્યા તેને અવશ્ય નર્કમા લઈ જાય છે મૃત પતિના આત્માની ગતિ તો એના કર્મ પ્રમાણે થાય છે "

અગિયારમી સદીમા લખાયેલ "કથાસરિત્સાગર" નામના ગ્રન્થમા લેખક સોમદેવભટ્ટ સતીની પ્રથાનો ઉલેખ કરે છે આ સમયે બ્રાહ્મણ વિધવાઓ જ સતી થતી

અગિયારમી સદીમા યાજ્ઞવલ્કયે "મિતાક્ષરા" રચ્યુ ને તેમા સતીની પ્રથાની પ્રશસા કરી, પણુ મિતાક્ષરા પ્રમાણે નિ સતાન પુરુષની વિધવાને માત્ર ભરણપોષણ મળતુ જ્યારે દાયભાગ કાયદા પ્રમાણે તે પતિની સપત્તિની એક માત્ર વારસ થતી આથી બગાળ કે જ્યા દાયભાગ કાયદો પ્રવર્તતો હતો ત્યા સતીની પ્રથા વધુ પ્રચલિત હતી, કેમ કે પતિના પિતાઈઓ પોતાને સંપત્તિ મળે માટે વિધવાને સતી થવા સમજાવતા શાસ્ત્રોએ ઋતુમતી વિધવાને સતી થવાની મના કરી હતી એટલે ઋતુમતી વિધવાના પતિના શબને ત્રણ દિવસ રાખી મૂકવામા આવતુ અને પછી ચીજે દિવસે વિધવાને સ્નાન કરાવીને પતિ સાથે બાળી મૂકવામા આવતી આટલી હદે આ પ્રથા ભારતના સમાજમા પ્રસરી ગઈ હતી

બારમી અને તેરમી સદીઓમા જ્યારે વિલાસના તન તેમ જ મનના કષ્ટની કોઈ મર્યાદાઓ જ રહી ન હતી ત્યારે ઘણી વિધવાઓ સતી થવાનુ પસદ કરતી જેનામા ન તો હતુ સતી થવાનુ શારીરિક બળ કે ન તો હતુ વિલાસ ત્રાસમય જીવન ગાળવાનુ માનસિક બળ, તેવી વિધવા અનીતિને માર્ગે વિચરતી આમ વૈરાગ્યનુ ધ્યેય વિધવાના અનીતિમાન આચરણ માટે સીધી રીતે જવાબદાર બન્યુ.

આખરે સોળમી સદીમા અકબરે કાયદાથી આ પ્રથા બધ કરાવી પરતુ શાહજહાનના સમયથી જ પ્રથા ફરી શરૂ થઈ

જીવનમા એકએક આશા ખોઈ બેઠેલી, અનેક પ્રલોભનો વચ્ચે રહેતી, વિષયવાસનાઓને ન જીતી શકતી સામાજિક બહિષ્કાર પામેલી, વિધવા યુવતીઓ સતી થવાનો એક માત્ર માર્ગ આવેશમા આવી જઈને ગ્રહણ કરતી સામાજિક બહિષ્કારની જ્વાળાઓમા જીવનપર્યન્ત બળતા કરતા તે ચિતાના અગ્નિમા એક જ વાર બળીને ચિરશાન્તિ પામવાનુ પસદ કરતી

પરન્તુ આ પ્રકારની સતી થવાની ઇચ્છા કાઈ પતિ પ્ર યેના પ્રેમનો પુરાવો ન હતો આ તો દુ ખમય ભવિષ્ય અને આત્મહત્યા વચ્ચે પસદગીનો પ્રશ્ન હતો હજારે એક જ વિધવા સ્વેચ્છાએ ચિતા પર ચઢતી બાકીનીને બળજબરીથી અગ્નિમા ધકેલી દેવામા આવતી સ કલ્પ લીધા પછી પીછેહઠ કરવા માગતી વિધવાને કેફી પીણુ પિવડાવી દેવામા આવતુ ઘણીવાર સગાસ બધી ચિતામા સ્ત્રીને લીલા વાસથી નાસી ન જાય માટે દબાવી રાખતા એક મરજિયાત આત્મહત્યા સામે એકસો ખૂન કરવામા આવતા

ક્ષત્રિયોમા પાચમી સદીથી આ પ્રથા સામાન્ય થઈ પડી પર તુ તેનુ કારણ આધ્યાત્મિક નહિ પણ વિજયી સેનાના બળાત્કાર અને ધર્મભ્રષ્ટ બનાવવાના હેતુનો ભય હતો આ "સમૂહ સતી" ને "જૌહર" કહેવામા આવતુ

પર તુ સમય જતા આ અમાનુષી પ્રથા એટની તો ક્રૂર ને ભયકર બની ગઈ અને એટલી બધી આશાભરી કામળ કન્યાઓ આનો ભોગ બની કે ૧૮૨૯મા રાજા રામમોહનરોયે અનેક સામાજિક ત્રાસ વેઠીને પણ અ ગ્રેજ સરકાર પાસે આ પ્રથા બ ધ કરાવી

એડવર્ડ ટેમ્સન નામના એક અ ગ્રેજ લેખક કહે છે, "સ્ત્રીઓએ સતી થઈને પોતાના વ્યક્તિ ત્વ વિનાના, તીરસ અને પરાવલબી

જીવનનો અંત પતિના મૃત્યુ સાથે જ આણવાનું સ્વીકારી લેવાની અપાર શક્તિ બતાવી છે, જે નિઃશંક સ્ત્રીઓ માટે પ્રશંસનીય છે જ પરંતુ પુરુષો માટે કોઈ કાળે પણ નથી જ."

## રાજા રામમોહનરોય

રાજા રામમોહનરોયના જન્મ સાથે ભારતમાં હજી સુધી અજ્ઞાત એવી એક સુધારાની ચળવળનો જન્મ થયો. અઢારમી સદીના અંતમાં રાજાનો જન્મ થયો. આ સમયે બાળલગ્નો, ફરજિયાત વૈધવ્ય, સતીની પ્રથા, ગર્ભહત્યાને બાળહત્યા વગેરે સામાજિક દૂષણો ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓમાં સામાન્ય થઈ પડચાં હતાં.

રામમોહનરોય અનેક શિક્ષિત હિંદુઓની જેમ સતીની પ્રથાને તિરસ્કારતા હતા. તેવામાં એમના મોટા ભાઈ મૃત્યુ પામ્યા અને ૧૮ વર્ષની ભાભીને રડતી કકળતી ચિતામાં ધકેલી દેવામાં આવી. આવા આયોજિત "ખૂન"ને જોઈને રામમોહનને ખૂબ જ આઘાત લાગ્યો ને આ અમાનુષી પ્રથા બંધ કરવાની તેમણે પ્રતિજ્ઞા લીધી.

ચૌદ વર્ષમાં રાજાના સમયમાં માત્ર બંગાળના દક્ષિણ પ્રાન્તોમાં જ આઠ હજાર સતીઓના બનાવો બન્યા હતા. ૧૮૧૭–૨૮ના ગાળામાં માત્ર કલકત્તા શહેરમાં જ ૭ હજાર સ્ત્રીઓ સતી થઈ હતી. બાળલગ્નોએ વિધવાઓની સંખ્યામાં વધારો કર્યો હતો ને વિધવાઓએ સતીની સંખ્યામાં વધારો કર્યો હતો. કલકત્તા વિભાગમાં સરેરાશ વાર્ષિક પોણા ચારસો સ્ત્રીઓ સતી થતી હતી.

શ્રી રાનડે કહે છે, "જ્યારે સમાજનો મોટો ભાગ અનિચ્છનીય સામાજિક યાતનાઓથી પિડાતો હોય ત્યારે સરકારે વચ્ચે પડીને તે યાતનાઓ દૂર કરવી જોઈએ. અલબત્ત, આપણે માની લઈશું કે સરકારની સહાયથી આ દુઃખો વ્યક્તિગત પ્રયાસો કરતાં વધુ અસરકારક રીતે નિર્મૂળ થશે."

૧૮૩૧માં રાજાએ બીજું પુસ્તક છપાવ્યું તેમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે મિતાક્ષરા કાયદો લાગુ પડે છે તે પ્રાન્તોમાં સતીની પ્રથા એટલી નથી ફેલાઈ પણ બંગાળ કે જ્યાં દાયભાગ કાયદો લાગુ પડે છે ત્યાં જ આ પ્રથા ફેલાઈ છે. બંગાળમાં પણ જ્યાં મિતાક્ષરા લાગુ પડે છે. દા. ત. બેરિલી તાલુકામાં—ત્યાં સતીની પ્રથાનું જોર ઓછું હતું કારણ કે મિતાક્ષરા પ્રમાણે નિઃસંતાન પુરુષની વિધવાને તેની સંપત્તિમાંથી માત્ર ભરણ-પોષણ મળતું જ્યારે દાયભાગ પ્રમાણે તે મૃત પતિની સંપત્તિની એકમાત્ર વારસ બનતી. આથી સ્વાર્થી પિત્રાઈઓ સંપત્તિ મેળવવા વિધવાને લગભગ બળજબરીથી સતી બનાવતા. પરંતુ મિતાક્ષરા પ્રમાણે ભરણ-પોષણ જ મળતા વિધવાને પરાવલંબી જીવન ગાળવું પડતું જે કરતાં તે બળી મરવાનું પસંદ કરતી. આ બન્ને કાયદાઓ અમુક અંશે સતીની પ્રથા માટે જવાબદાર હતા.

રાજા રામમોહન કહેતા કે શાસ્ત્રો કહે છે કે "સ્ત્રીએ મૃત પતિ પાછળ બળી ન મરતાં પવિત્ર જીવન ગાળવું જોઈએ. સંકલ્પ પણ સ્વેચ્છાએ લેવાવો જોઈએ. ચિતા પર સ્ત્રીએ સ્વેચ્છાએ ચઢવું જોઈએ." પરંતુ એકે શરત વ્યવહારમાં પળાતી નહોતી ને સતીને નામે ચારે તરફ ભયંકર સ્ત્રીહત્યા ચાલી રહી હતી.

રાજા પર સનાતની હિન્દુઓ એટલા તો ક્રોધે ભરાયા હતા કે કે તેમનો પ્રાણ લેવાની ધમકીઓ પણ તેમને મળી હતી પણ રાજા ડર્યા નહિ.

૧૮૨૯ના સતી પર પ્રતિબંધ મૂકતા કાયદા પછી પણ લોકોની હમેશ સતી થનાર સ્ત્રી પ્રત્યે જ રહેતી, પોલિસ પ્રત્યે કદી સહાનુભૂતિ પણ નહિ. આથી કોઈ સ્ત્રી ચિતા પર ચઢતી ત્યારે એને માટે એવી અફવા ફેલાવવામાં આવતી કે તે અસાધારણ પવિત્ર હોવાથી ચિતામાંથી સ્વયંભુ જ્વાળાઓ પ્રગટી હતી, કોઈએ તેને બાળી ન હતી.

ગુજરાતમા તે સમયે બાળલગ્નોને પરિણામે " ઠ ડી સતી " નામે એક ક્રૂર પ્રથા શરૂ થઈ હતી નાની વયે વૈધવ્ય પામનાર કન્યા કોઈ વાર જો અનીતિમાન આચરણ કરતી તો માતાપિતા, તે ગર્ભ ધારણ કરતા તેના જીવનનો અ ત આણવા સગાસબ'ધીઓને કહેવડાવતા કે વિધવા પુત્રીએ સતી થવાનો નિશ્ચય કર્યો હતો બધાને એક મોટુ' જમણ આપવામા આપવામા આવતુ અને આખી રાત તે ચાલતુ. વિધવાને મિઠાઈમા કેફી પદાર્થ આપવામા આવતો ને તેને ઘેન ચઢતા તેને ઝેર પાઈ દેવામા આવતુ અને વ્હેલી સવારે તેને બાળી દઈને જાહેર કરવામા આવતુ કે તે સતી થઈ હતી

૧૮૬૭મા " કલકત્તા રિવ્યુ "એ લખ્યુ હતુ કે સતીનુ બલિદાન તેના પતિના આધ્યાત્મિક લાભાર્થે અપાતુ તેના કરતા પતિના પિતરાઈઓના આર્થિક લાભાર્થે અપાતુ એમ કહેવુ વધારે ઉચિત હતુ વળી બ્રાહ્મણોને ભરપુર દક્ષિણા મળતી તેથી ધર્મને નામે આ ક્રૂરતા ચાલુ રાખવા તે પણ આતુર હતા

૧૮૩૩મા જ્યારે રાજા મૃત્યુ પામ્યા ત્યાર હજારા વિધવાઓના આશીર્વાદ તેમની સાથે લેતા ગયા સામાજિક સુધારાની ચળવળના માર્ગમા પડેલા કાટા રાજાએ પોતાને હાથે ઉખેડીને ફેંકી દીધા હતા અને આખા દેશમા સુધારકો માટે માર્ગ સરળ કરતા ગયા હતા

## ઈશ્વરચ'દ્ર વિદ્યાસાગર

૧૮૦૨મા બ'ગાળમા ઈશ્વરચ'દ્રનો જન્મ થયો હતો ગરીબ છતા નાનપણથી તે વિદ્યાભ્યાસના શોખીન હતા ને પ'ચ્યાશી વર્ષના વૃદ્ધ ગુરુ શ'ભુચ'દ્ર વાચસ્પતિ પાસે જતા વિધુર ગુરુનુ કામ ઈશ્વરચ'દ્ર કરી આપતા ગુરુએ એક દિવસ ઈશ્વરચ'દ્રને પોતાનો ફરી લગ્ન કરવાનો વિચાર જણાવ્યો, પત્ની હોય તો ઘરકામ ને ચાકરી બન્ને કરે. ઈશ્વર-ચ'દ્રને આ સાભળીને સખત આઘાત લાગ્યો તે સમયે બધી જ કન્યા-

એને બાર વર્ષની વયે પરણાવી દેવામાં આવતી. આથી પચાશી વર્ષના ગુરુને બાર વર્ષથી નાની જ કન્યા મળે તેમ હતું; અને તે બાળપણમાં જ વૈધવ્ય પામે તે અનિવાર્ય હતુ ઈશ્વરચંદ્રે ગુરુને એક કન્યાના જીવનનું સત્યાનાશ ન કરવા બહુ સમજાવ્યા પણ તે ન માન્યા ને એક અગિયાર વર્ષની બાળકીને પરણ્યા. ઈશ્વરચંદ્રને ગુરુ પર એટલો તો તિરસ્કાર આવ્યો કે તમણે ગુરુને ઘેર જવાનું અદંતર બંધ કર્યું. લગ્ન પછી થોડા જ સમયમાં ગુરુ મૃત્યુ પામ્યા ને રડતી કકળતી તે બાળવિધવા માતાપિતાને ઘેર આવી

આવી અનેક બાળવિધવાઓના દુઃખ જોઈ ઈશ્વરચંદ્રે પ્રતિજ્ઞા લીધી કે પોતાનુ સમગ્ર જીવન તે વિધવાવિવાહનો કાયદો પસાર કરાવવામાં ગાળશે.

૧૮૫૩માં ઈશ્વરચંદ્રે "વિધવાવિવાહ" નામની એક પુસ્તિકા પ્રગટ કરી ને તેમાં સાબિત કર્યું કે વેદ, સૂત્રો ને શાસ્ત્રોમાં વિધવા-વિવાહની છૂટ છે.

રામાયણમાં વાલીની વિધવા સુગ્રીવ સાથે અને રાવણની વિધવા મંદોદરી વિભિષણ સાથે પરણી હતી. મહાભારતમાં અર્જુન વિધવા ઉલૂપી સાથે પરણ્યો હતો. વળી લોકો એમ માનતા કે પતિના મૃત્યુ સાથે સ્ત્રીની વિષયવાસનાઓનો નાશ થતો પણ ગર્ભહત્યા ને બાળ-હત્યાનુ મોટું પ્રમાણ આ માન્યતાને ખોટી પાડતું હતું.

રાજા રામમોહન રાયે સતીની પ્રથા બંધ કરાવી હતી પણ વિધવાનુ જીવન અસંખ્ય દુઃખોથી ભરપૂર હતું. ચિતાની જ્વાળાઓ તો વિધવાના દેહને બાળીને ભસ્મ કરતી પણ સામાજિક બહિષ્કારની જ્વાળાઓ તેના માનસને જીવનભર બાળતી.

ઓગણીસમી સદીમાં હિંદુ વિધવાના પુનર્લગ્નથી થયેલા બાળકોને તેમના સગા પિતાની સંપત્તિ વારસામાં ન મળતી કારણ કે વિધવા-

પુનર્લગ્ન ગેરકાયદેસર ગણાતું હોવાથી તેના બાળકો અનૌરસ ગણાતા ઈશ્વરચંદ્રે "વિધવાવિવાહ"માં બધા જ સૂત્રકારો ને શાસ્ત્રકારોને ટાંકીને સાબિત કરી આપ્યું કે પૌનર્ભવ (ફરીથી પરણેલી સ્ત્રીનો પુત્ર) હિંદુ શાસ્ત્રો પ્રમાણે ઔરસ ગણાય છે, અને સરકારને વિનંતી કરી કે વિધવાના પુનર્લગ્નથી થયેલા બાળકોને ઔરસ ગણવા

તે પછી ઈશ્વરચંદ્રે સરકારને વિધવાપુનર્લગ્નને માન્ય ઠરાવતો ધારો પસાર કરવાની વિનંતી કરી

હિંદુસમાજ ખળભળી ઊઠયો ઈશ્વરચંદ્રનો પ્રાણ લેવાની ધમકીઓ તેમને મળી પરંતુ પચીસ હજાર બંગાળીઓ આ કાયદાની તરફેણમાં હતા ને સરકાર પર કાયદો પસાર કરવાની વિનંતી કરતા પત્ર પર એક હજાર વ્યક્તિઓએ સહી કરી

આખરે ૧૮૫૩માં ઈશ્વરચંદ્રના અથાગ પ્રયાસોને પરિણામે વિધવાવિવાહને કાયદેસર ઠરાવતો કાયદો પસાર થયો વિધવાના બીજા લગ્નના બાળકો ઔરસ ઠરાવાયા અને પિતાની સંપત્તિમાં વારસ ઠરાવાયા પરંતુ જે જ્ઞાતિઓમાં વિધવાવિવાહ પહેલેથી જ કાયદેસર ગણાતો તે જ્ઞાતિઓમાં પણ વિધવાનો પહેલા પતિની સંપત્તિ પરનો અધિકાર બીજા લગ્ન પછી જતો રહ્યો

સનાતની હિંદુઓએ કાયદાનો સખત વિરોધ કરતા કહ્યું કે ઈશ્વરચંદ્ર તો 'પરાપદેશે પાંડિત્યમ્'માં જ માને છે, પણ જ્યારે ઈશ્વરચંદ્રે પોતાના એકના એક પુત્રને વિધવા સાથે પરણાવ્યો ત્યારે સનાતનીઓને મોઢે તાળાં દેવાયાં

બંગાળમાં કુલીન બ્રાહ્મણોમાં બહુપત્નીત્વનો રિવાજ હદ બહારનો વધી ગયો હતો આ સામે રાજાએ શરૂ કરેલા વિરોધકાર્યને ઈશ્વરચંદ્રે ઉપાડી લીધું ને ચોંકાવનારી હકીકતો બહાર પાડી પંચાવન વર્ષનો એક વૃદ્ધ એકસો ને સાત પત્નીઓ પરણ્યો હતો! આવા અનેક

દાખલાઓ હતા. આવો એક "કુલીન બ્રાહ્મણ" મૃત્યુ પામતાં અનેક સ્ત્રી વિધવા બનતી. આથી વિધવાઓની સંખ્યા ખૂબ જ વધી ગઈ હતી. ઈશ્વરચંદ્રે સાબિત કરી આપ્યું હતું કે બંગાળમાં એક પુરુષ દીઠ સરેરાશ સાડાચાર પત્નીઓનો અંદાજ આવતો ! પરંતુ તે દઢતાથી માનતા કે વિધવાવિવાહને કાયદેસર બનાવવાથી સ્ત્રીઓની સ્થિતિમાં તો થોડો એવો જ સુધારો થયો હતો. ખરું અનિષ્ટ તો બાળલગ્નમાં સમાયું હતું. જ્યાં સુધી બાળલગ્નો થાય ત્યા સુધી બાળવિધવાઓ તો થવાની જ. આથી તે જોરશોરથી બાળલગ્નોની વિરુદ્ધ પ્રચાર કરતા. તે સમયે આઠ કે નવ વર્ષની કન્યાને પણ લગ્ન પછી તરત પતિ સાથે સંસાર માંડવો પડતો. આમ લગ્નજીવનને નામે તેના પર લગભગ બળાત્કાર જ ગુજારવામાં આવતો. ઈશ્વરચંદ્રે "લગ્નમાં સંમતિવય"નો કાયદો પસાર કરાવવા અથાગ પ્રયત્નો કર્યા. આ કાયદા અનુસાર કોઈ પણ પતિ, પત્ની ચૌદ વર્ષની થાય તે પહેલાં એની સાથે પરિણીત જીવન ભોગવી ન શકે, પરંતુ આ કાયદો પસાર થાય તે પહેલાં ૧૮૯૧માં તે મૃત્યુ પામ્યા.

## ૫

# ગૂજરાતી સાહિત્યમાં વિધવા

ગૂજરાતી સાહિત્યમા કાવ્યો, નવલકથાઓ અને નવલિકાઓમાં વિધવા એક વિષયરૂપ બની ગઈ છે. ઓગણીમી સદી તેમ જ વીસમી સદીના પહેલા ભાગમાં કરુણ જીવન ગાળતી, આર્થિક પરતંત્રતા ભોગવતી, અને આ દુઃખી જીવનમાથી છૂટવા મથતી એક અબળા તરીકે સાહિત્યકારોએ વિધવાને આલેખી છે. વળી સમાજની ક્રૂરતાનો ભોગ બનેલી, ફરજિયાત વૈધવ્ય પાળતી અને કવચિત્ અજાણે અનીતિને માર્ગે વળે તો સમાજનો પ્રખર કોપ વ્હોરી લેતી પણ તેને આલેખવામાં આવી છે.

ભિન્ન ભિન્ન સાહિત્યકારનુ વિધવા પ્રત્યેનુ દષ્ટિબિન્દુ ભિન્ન ભિન્ન હોય છે. ઘણાખરાનુ દષ્ટિબિન્દુ એક સુધારકનું કહી શકાય. અહીં બધા જ કવિઓ અને બધા જ નવલકથાકારો વિષે ઉલ્લેખ શક્ય નથી એટલે થોડા જાણીતા સાહિત્યકારો વિષે જ વિગતવાર વિવેચન આવશે.

ઓગણીસમી સદીની વિધવાના દુઃખો આલેખનાર કવિઓમાં એક હતા કવિ નર્મદ. નર્મદની પ્રથમ પત્ની મૃત્યુ પામી ત્યારે એ ખૂબ દુઃખી થયા અને પોતાના જાતીય જીવન પર અંકુશ રાખવો અત્યંત કઠિન લાગ્યો. આથી બાળવિધવાની દુઃખી દશાનો તેમને ખ્યાલ આવ્યો, અને ઓગણીસમી સદીની વિધવાની કરુણ સ્થિતિ પર કાવ્યો લખ્યા

પર હું સંયમ ના રાખી શકી. બે વખત ગર્ભવતી થઈ ને બન્ને વખત મેં ગર્ભહત્યા કરાવી. આનાથી મારા આરોગ્યનો સર્વનાશ થઈ ગયો છે. હું અનાથ છું ને મારા સાસરિયા મને પારાવાર દુઃખ દે છે. મારા જેઠે મારા પર બળાત્કાર કર્યો હતો. હું બીજે ક્યાં રહેવા જાઉં? શા માટે હું પુનર્લગ્ન ના કરી શકું?"

(૭) બીજા એક કાવ્યમા એક વિધવા પોતે જન્મ આપેલા અનૌરસ બાળકને મારી નાંખીને આક્રન્દ કરે છે. પણ અનૌરસ બાળકને આ જગતમાં સ્થાન ન હોવાથી તે લાચાર છે.

નર્મદ કહે છે કે, ધર્મશાસ્ત્રોને અંધશ્રદ્ધાથી ન અનુસરતાં, તે સમયને અનુરૂપ ના હોય તો પ્રચલિત પ્રણાલિકાઓ અનુસાર બદલવાં જોઈએ કારણ કે, જે ઋષિઓએ તે લખ્યાં તેમણે હજારો વર્ષો પછીના ભવિષ્યના સમાજમા શું થશે તેનો વિચાર કર્યો હોય તે અસંભવિત છે. ભ્રૂણહત્યા કે બાળહત્યાને ભોગે પણ સમાજે વિધવા પાસે ફરજિયાત વૈધવ્ય પળાવવું એવું શાસ્ત્રોએ કહ્યું જ નથી. વળી તે વિધવાને આત્મહત્યા કરવાની છૂટ નથી પણ આપતાં છતાં વિધવાઓ તે કરે છે. તો આ બધી ગેરરીતિઓ અટકાવવા સમાજે વિધવાને પુનર્લગ્ન કરવાની છૂટ આપવી જોઈએ.

બીજા એક કાવ્યમાં વિધવા વિલાપ કરે છે, "શા માટે મારા પતિ મૃત્યુ પામ્યા? હજી તો મારી વય કેટલી નાની છે? હું આખું જીવન કેમ વીતાવીશ? જન્મતાં જ કેમ હું મૃત્યુ ના પામી? મને કોઈ જીવલેણ માંદગી કેમ ના આવી? મને કોઈએ ઝેર કેમ ના પાયું? હું આપઘાત કરું? હું અનીતિને માર્ગે જાઉં? પુરુષને શા માટે ભગવાને સ્ત્રી કરતાં વધુ ભાગ્યશાળી બનાવ્યો છે? સમાજ વિધવા કરતાં તો એક પ્રાણી પ્રત્યે વધુ દયા દાખવે છે."

આ હતી ઓગણીસમી સદીની હિન્દુ વિધવાની કરુણ દશા. તેની દશા પુરુષ કરતાં તો વધુ ખરાબ હતી જ પણ એક પ્રાણી કરતાં પણ

વધુ ખગાબ હતી એમ વિધવા યુવતી કહે છે આ બધા કાવ્યોમા વિધવાની ત્રાસજનક સ્થિતિ વર્ણવીને નર્મદ વિધવાને પુનર્લગ્ન કરવાની સમાજને છૂટ આપવા વિનવે છે સર્વ કાવ્યોને અંતે કવિ વિધવા પુનર્લગ્ન સમયે ગાવાના ગીત રચે છે

**કવિ દલપતરામ:** નર્મદના સમકાલીન કવિ દલપતરામને પણ વિધવાપુનર્લગ્ન પર પ્રતિબંધના માઠા ફળ વિષે પૂરેપૂરો ખ્યાલ હતો અને તેમણે પણ વિધવાના દુ ખો વર્ણવતું એક નીતિબોધક કાવ્ય રચ્યુ છે આ દ્વિઅર્થી કાવ્યનુ નામ "વેણુચરિત્ર" કવિ દઢતાથી માનતા કે સમાજમા ક્રાતિકારક પરિવર્તન આણવાના પ્રયત્નો કરતા મૂળભૂત હેતુને હાનિ પહોંચે છે માટે સમાજ સુધારો ધીરે ધીરે કરવો જોઈએ તે માનતા કે, "પ્રત્યેક વિધવા સ્વેચ્છાએ આજીવન વૈધવ્ય પાળે છે," એ માન્યતા ઓગણીસમી સદીના દભનુ પ્રતીક હતી એમના કાવ્યમા વેણુ નામે રાજા જે મનુની પહેલા—આશરે ઈ. સ પૂર્વે બીજી સદીમા—થઈ ગયો તેના જીવનનુ વૃત્તાન્ત છે પરંતુ આ કાવ્યમા દલપતરામના સમયના (ઓગણીસમી સદીના) સામાજિક અનિષ્ટો—જેવા કે બાળલગ્નો, ફરજિયાત વૈધવ્ય, પુરોહિત વર્ગનો દભ ને પાખડ, તેમનુ સમાજ પરનુ શાસન બાળવિધવાના દુ ખો—વગેરે વિષે ઉલ્લેખ છે આથી આ કાવ્યમા કાળગણતરીમા ભૂલ કહેવાય

**વેણુચરિત્ર**:—મનુની પહેલા એક વેણુ નામ રાજકુમાર જગલમાથી જતો હતો ત્યા એણે એક બાળવિધવાને સતી થવાની તૈયારી કરતી જોઈ તેના ભાઈભાભી તેને અસહ્ય ત્રાસ આપતા હતા ને તે વાસનાઓ પર અંકુશ રાખી શકતી ન હતી વળી તેના સ્ત્રીધનના બધા નાણા ખર્ચાઇ ગયા હોવાથી તે બળી મરતી હતી વળી તે એક જ વાર જમી શકતી હતી ને ભોય પર જ સૂઇ શકતી હતી વળી તે સુંદર વસ્ત્રાલકાર ધારણ ન કરી શકતી, પેટ ભરીને જમી ન શકતી ને [illegible]

તેને કેશમુંડન કરાવવું પડતું. તેની વાત સાંભળી વેણુ તેને સમજાવીને પોતાને મહેલે લઈ ગયો ને એક બ્રાહ્મણ સાથે લગ્ન કરાવી આપ્યું. તે પછી વેણુને ખબર પડી કે તેના રાજ્યમાં એક વિધવાએ તેના અનૌરસ બાળકને મારી નાખ્યું છે. આથી તેણે તેને શિક્ષા કરવાની તૈયારી કરતાં વિધવાએ પોતાને બદલે પોતાને ફસાવનાર પુરુષને શિક્ષા કરવાની વિનંતી કરી. તે વિધવાએ કહ્યું કે "ફરજિયાત વૈધવ્યનો રિવાજ જ્યાં સુધી સમાજમા રહેશે ત્યા સુધી ભ્રૂણહત્યા ને બાળહત્યા બંધ નહિ થાય." આથી વેણે રાજ્યની બધી જ વિધવાઓને પરણાવી દેવાનો હુકમ બહાર પાડ્યો. બ્રાહ્મણો ગુસ્સે થયા કે, જે સ્ત્રીના ભાગ્યમાં વૈધવ્ય લખાયું હશે તો એના પતિને કોઈ બચાવી નહિ શકે. રાણીએ બ્રાહ્મણોને પૂછ્યું, "નીચી જ્ઞાતિઓમાં વિધવાઓ પુનર્લગ્ન કરે છે તેમના ભાગ્યમાં શું વૈધવ્ય લખાયું નથી? વિધાતા શા માટે નીચી ને ઊંચી જ્ઞાતિઓ વચ્ચે ભેદ રાખે? ભાગ્યના લેખની માન્યતા વિધુરને કેમ લાગુ નથી પડતી? માટે અમે તો પુનર્લગ્ન ઇચ્છતી બધી જ વિધવાઓને પરણાવીશું." બ્રાહ્મણો આનો કાંઈ જવાબ ન આપી શક્યા.

આ કાવ્યમાં કવિ પોતાનાં સમયનાં અનેક સામાજિક અનિષ્ટોને ઈ. સ. પૂર્વેની બીજી સદીનાં અનિષ્ટો તરીકે ગણાવે છે. વેણુના સમયમાં આમાંનાં કોઈ પણ અનિષ્ટો હશે કે નહિ તે શંકાસ્પદ છે. વળી વિધવા-વિવાહની તરફેણની રાણી જે દલીલો કરે છે તે કવિની પોતાની દલીલો છે. વૈધવ્યનાં અનિષ્ટો વિષે લખવાના આવેશમાં કવિ કાળગણતરીમાં અનેક ભૂલો કરે છે. વેણુ રાજા કહે છે, "બધી જ વિધવાઓને જ્ઞાતિ-જમણોમાં આવવા દેવી જોઈએ." વેણુનાં સમયમાં જ્ઞાતિજમણો હતા કે નહિ તે શંકાસ્પદ છે. વળી વિધવાનું કેશમુંડન, બાળલગ્નો, વિધવા માટે સમાજે કરેલા અનેક કડક નિયમો, ફરજિયાત વૈધવ્ય, વગેરે રિવાજો તે સમયે હતા નહિ. અંતમાં કવિ વેણુ રાજા પાસે પોતાની ઇચ્છાઓ વ્યક્ત કરે છે કે "વેણુ રાજાએ બધી જ વિધવાઓને

પુનર્લગ્નની છૂટ આપી અને જાહેર કર્યું કે વિધવાઓ જો પોતાના સ્ત્રીધનના નાણા સરકારી તિજોરીમા મૂકે તો તેમને સરકાર એના પર વ્યાજ આપશે." આ વસ્તુસ્થિતિ કાળ સાથે અસંગત છે.

**કલાપી :** કલાપી તરીકે જાણીતા લાઠીના ઠાકોર સુરસિંહજી ગુજરાતના એક પ્રખ્યાત કવિ હતા. ઓગણીસમી સદીમા તે જન્મ્યા હતા અને તેમના અનેક કાવ્યોમા "વિધવા બહેન બાળાને" નામનું કાવ્ય જાણીતુ છે. એમના પત્નીની બહેન ( એમની પોતાની બહેન એ માન્યતા ખોટી છે.) નાના બાળવયે વૈધવ્ય પામી ત્યારે કલાપીએ એને સાન્ત્વન આપતુ આ કાવ્ય રચ્યું હતુ. પરંતુ તે સમયના લેખકોને કવિઓ કરતા કલાપીનું દૃષ્ટિબિન્દુ નિરાળું જ હતુ. વિધવાપુનર્લગ્નની તે તરફેણમા નહોતા કારણ કે બાળાને વૈધવ્યમા જ આનંદ પામવાનું તે સમજાવે છે. આ સુધારક દૃષ્ટિબિંદુ ન કહેવાય બલ્કે સનાતન કાળથી પુરુષનું વિધવા પ્રત્યેનું દૃષ્ટિબિન્દુ જે રહેતુ આવ્યુ છે તે કહેવાય.

વિધવા બહેન બાળાને કવિ કહે છે કે "જીવનમા દુઃખો સહન કરવા, સુખો ભોગવ્યા હોય તેની સ્મૃતિ મનમા સંઘરી રાખવી, કોઈના મૃત્યુ પછી જીવીને મનમા આશાઓ રાખવી, આ બધા જીવનના લહાવા ને મહામૂલ્યવાન અનુભવો છે. વળી મૃત્યુ પ્રિયજનનો વિયોગ નથી કરાવતું. આ વિયોગ તે જ ચિરંતન સંબંધ છે. પતિ સાથેના સહજીવન કરતા વૈધવ્યમા વધુ પવિત્રતા રહેલી છે. વૈધવ્ય, સ્ત્રીને, સ્ત્રીના હૃદયને, પવિત્ર બનાવીને ઉન્નતિને શિખરે લઈ જાય છે પ્રભુના દરેક કાર્ય પાછળ શુભ હેતુ રહેલો છે. હુ પણ જ્યારે મૃત્યુ પામીને તારા પતિ પાસે જઈશ ત્યારે મારી વિધવા પત્નીને મહત્ત્વતા શું ને તું સમજાવજે. વૈધવ્ય સૌભાગ્યવતીના જીવન કરતા વધુ પવિત્ર છે. જીવન ક્ષણભંગુર છે. શાશ્વત સંબંધ છે માત્ર પ્રિયજનનો વિયોગ મૃત્યુ અનિવાર્ય છે માટે દુઃખમાં સુખ માનતા શીખવું જોઈએ."

ચૈતન્ય બાગપણમા પ્રાપ્ત થાય તો જીવનમા કેટલુ ગમુ દુઃખ પડે છે અને બાલિકાની કેવી કરૂણ દશા થાય છે તેનો કલાપીને ખ્યાલ પણ આવવો અશક્ય હતો. જાગૃત કે પતિ વિના એક ઊગતી બાલિકા કઈ આશાઓ પર જીવન વ્યતીત કરે એ એક પ્રશ્ન હતો. લગ્નના કોડ અધૂરા રહ્યા હોય, માતૃત્વની ઝંખના વણતૃપ્ત કચડાઈ ગઈ હોય, જીવનમા કાઈ પણ કોડ કે આશાઓ ન રહ્યા હોય, એક લાચાર નિરાધાર પગવલણી અબળા તરીકે કોઈને આશ્રયે નાનમભર્યું જીવન વિતાવવાનુ હોય ત્યારે આવા ખોટા સાન્ત્વનોનો કોઈ અર્થ રહેતો નથી. કલાપી પોતે ત્રણ ત્રણ વખત પરણ્યા હોઈ, લગ્નજીવન એટલે શું તે સમજ્યા પહેલા વૈધવ્ય પામેલી બાલિકાને ફરજિયાત વૈધવ્ય અને બ્રહ્મચર્યની પવિત્રતા વિષે કહેવાનો તેમને કાઈ અધિકાર નહોતો. આવુ સાન્ત્વન તેની ક્રૂર મશ્કરી જ કહેવાય.

**બહેરામજી મલબારી :** ગુજરાતના એક અગ્રગણ્ય સુધારક અને વિખ્યાત કવિ બહેરામજી મલબારી પણ એમના સમયના ઘણા સમકાલીન કવિઓની જેમ કવિતામા કલ્પના કરતા સામાજિક સુધાર માટેના પ્રચારને વધુ પ્રાધાન્ય આપતા. બાળવિધવાના અનેક દુઃખો તે આલેખે છે. એક કાવ્યમા આવા દુઃખો આલેખીને અંતમા કવિ સમાજની વિધવા પ્રત્યે સહાનુભૂતિ માગે છે અને તેની સ્થિતિ સુધારવાની વિનંતી કરે છે બીજા એક કાવ્યમા કવિ એક બાળવિધવાના દુઃખો વર્ણવે છે અને ક્ષૌર કર્મ પછી પોતાનુ ભયંકર રૂપ અરીસામા જોઈ તે કેવી છળી ગઈ તે કહે છે તે પછી આ વિધવાની વિષયવાસનાઓ પ્રબળ બનતાં તે વનમા વાસ કરવાનો નિશ્ચય કરે છે. પણ તેને એક સદ્પુરુષ મળતા તે પુનર્લગ્ન કરીને સુખી થાય છે. બીજા એક કાવ્યમા એક વિધવા ગર્ભવતી બનતા ઈશ્વર પાસે ક્ષમા યાચે છે કારણ, બાળવિધવા હોવાથી તે વાસનાઓ પર અંકુશ રાખી શકી નહતી, જે કવિ સ્વાભાવિક લેખે છે.

એક વૃદ્ધ લગ્નની વિધવા બીજા એક કાવ્યમા પિતાનો આ લગ્ન માટે દોષ કાઢીને પિતાને કહે છે કે, પોતાને પુનર્લગ્ન કરાવી આપે, કારણ, પોતાને લગ્ન કરીને સુખી થવાનો પૂર્ણ અધિકાર હોવા ઉપરાત બાળકો હોવાથી પણ પ્રબળ ઇચ્છા છે

એક કાવ્યમા મનગારી સમાજની વિધવાઓને પડતો ત્રાસ ચોપાસ પ્રસરેલા ભ્રૂણહત્યા ને બાળહત્યા જેવા સામાજિક અનિષ્ટો વગેરે જોવાની ગુજરાતી હિન્દુઓને વિનતી કરે છે અને વિધવાપુનર્લગ્નને અપનાવવાની અતમા નમ્ર વિનતી કરે છે

બાળલગ્ન નામના એક કાવ્યમા કવિ બાળલગ્નના અનિષ્ટો વર્ણવે છે શાળાએ જતો કિશોર હોય તો માતાપિતા વચિત તેનાથી સહેજ મોટી કન્યા હોય તોપણ પોતાના જીવતા બાળકને પરણાવી દેવાના ઘેલછામા ને બાળલગ્નના કુરિવાજને લઈને લગ્ન કરી દે છે આથી લગ્ન પછી તરત જ એકએક બાળકો થઈ જાય છે પતિ વિદ્યાર્થી હોવાથી કમાતો નથી હોતો આ કાવ્યમા આ કિશોરના માતાપિતા લગ્ન પછી તરત મૃત્યુ પામ્યા હોવાથી ઘર ને અલકાર વેચીને ભરણપોષણ કરવાની તેમને જરૂર પડે છે તે પછી કદાચિત્ જો પતિ મૃત્યુ પામે તો બે બાળકો વાળી પદર સોળ વર્ષની કન્યા નિરાધાર વિધવા બને છે ને કાળે કરી આખુ કુટુબ ભૂખમરાથી મૃત્યુ પામે છે. કવિ કહે છે કે, આવા દાખલા તે સમયે સામાન્ય હતા અતમા કવિ ઈશ્વરને પ્રાર્થે છે કે ગુજરાતીઓને વિચાર કરવાની શક્તિ અને સારુંનરસુ સમજવાની બુદ્ધિ આપે

જ્ઞાતિપ્રથાના કડક બધનો, અને અનેક ઉપર વર્ણવેલા સામાજિક અનિષ્ટોને લઈને વિધવાની સ્થિતિ તે સમયે ત્રાસમય હતી ઓગણીસમી સદીમા અઘોર અજ્ઞાન, શિક્ષણનો અભાવ, વ્હેમે નુ બુદ્ધિ પર વર્ચસ્વ, અને સ્ત્રીઓ તેમ જ અસરકારક દવાઓના અભાવને લઈને મૃત્યુપ્રમાણ—વિશેષે કરીને બાળકોમાં—ઘણુ મોટુ રહેતુ આવી બાળ

વિધવાઓનો આકડો ચોકાવનારી હદે પહોંચી ગયો હતો. આ પ્રશ્ન સમાજનો એક જટિલ પ્રશ્ન હતો. ફરજિયાત વૈધવ્ય પાળવા પૂરતી જ જ્ઞાતિ વિધવા પ્રત્યે સખ્તાઈ દાખવતી પણ તેનો આર્થિક પ્રશ્ન કોઈ ઉકેલતુ નહિ. આથી તેની સ્થિતિ સુધારવાનો અવકાશ જ નહોતો.

**કનૈયાલાલ મુનશી :** એક જાણીતા સમાજસુધારક તરીકે કનૈયાલાલ સર્વને વિદિત છે. તેમણે "કોનો વાંક ?" નામના પુસ્તકની નાયિકા એક બાળવિધવાને બનાવી છે.

**"કોનો વાંક ?" :** આઠમે વર્ષે મણિનાં લગ્ન થયા પછી ત્રણ મહિનામાં તે વિધવા બને છે. સાસરામાં બધાં અનેક મોજ માણે છે, પણ મણિને અપશુકનિયાળ ગણીને હડધૂત કરવા ઉપરાંત તેની પાસે ગુલામડી માફક કામનો ઘસડબોળો કરાવે છે. તેને સારાં વસ્ત્રાલંકારની મનાઈ છે. સારા પ્રસંગે જમવા જવાની પણ મનાઈ છે છતાં કુટુંબીજનો એમ માને છે કે તેઓ એક નિરાધાર વિધવાની સંભાળ લે છે.

ઘરનાં બધાં જ્ઞાતિમા જમવા ગયેલાં હોય છે, ત્યારે એક યુવાન આવીને મણિને ફસાવે છે. તે ગર્ભવતી બનતાં નાસી જાય છે. એક ગામડામા એક વૃદ્ધ તેને આશ્રય આપે છે જ્યાં તેને પુત્રી જન્મે છે પણ ઘરની સ્ત્રીઓ મણિની વિરુદ્ધ હોવાથી તેને ત્રાસ આપે છે જેથી મણિ એક મંદિરના મહન્ત પાસે આશરો લે છે. આ મહન્ત કહે છે કે, જો વિધવાઓ પુનર્લગ્ન કરે તો કુંવારી સ્ત્રીઓની સંખ્યા વધી પડે. પણ મણિને પુનર્લગ્ન કરવાની ઇચ્છા છે કારણ, એક બાળક વરનો લગ્નમાં હાથ પકડવાના "ગુના" માટે ફરજિયાત વૈધવ્યની સજા તેને બહુ આકરી લાગે છે. મહન્તની કુદૃષ્ટિ થતાં મણિ નાસી જાય છે. એક "સમાજ-સુધારક મંડળે" છાપામાં પુનર્લગ્ન કરવા ઇચ્છતી વિધવા માટે જાહેર ખબર આપી છે. મણિ જાહેરખબર વાંચીને આ મંડળના એક સભ્યને ઘેર જાય છે, જે એને પુનર્લગ્ન ઇચ્છનાર ગૃહસ્થ સાથે ઓળખાણ

કરાવવાનુ જણાવી પોતાને ઘેર રાખે છે થોડા દિવસ પછી મણિને શકા જતા પૂછપરછ કરે છે ત્યારે આખુ પોકળ બહાર આવે છે કે આવો કોઈ ગૃહસ્થ જ નહોતો આ સભ્ય મણિ પર કુદૃષ્ટિ કરે છે પણ આખા સુધારક મડળના કોઈ પણ સભ્યની મણિ સાથે પુનર્લગ્ન કરવાની નૈતિક હિંમત નથી અહી મુનશી કહેવાતા સમાજસુધારકોના પાખડી આચરણ, તેમનામા નૈતિક હિંમતના અભાવ અને તેમની "પરોપદેશે પાડિત્યમ્' ની નીતિ પર સચોટ કટાક્ષ કર છે

આખરે મણિ મુબાઈ પહોચીને અજાણ્યે એક વેશ્યાને ઘેર રહે છે, પણ એક દિવસ વેશ્યા મણિને એક શ્રીમત સાથે એક ઓરડામા પૂરે છે ત્યારે મણિ બારીમાથી કૂદી પડીને નાસી જાય છે રસ્તામા એને મુચકુન્દ નામનો સરકારી, ઉચ્ચ આદર્શોવાળો ગરીબ વિદ્યાર્થી મળે છે જે એને પોતાની રૂમમા બહેન તરીકે રાખે છે. અહી મુનશી સચોટ રીતે બતાવે છે કે કહેવાતા સમાજસુધારકોમા એક ગરીબ વિદ્યાર્થી જેટલી પણ નૈતિક હિંમત નથી તેઓ માત્ર મણિને પોતાની વાસનાઓ સતોષવાના એક સાધનરૂપે જ જુએ છે—એક સ્વતત્ર સ્વમાની વ્યક્તિ તરીકે નહિ

મુચકુન્દ મણિ ખાતર સમાજ સામે લડત ચલાવે છે સમાજ મણિને રાખવા માટે મુચકુન્દનો બહિષ્કાર કરે છે તેના પિતા તેના લગ્ન સમજાવટથી એક ગામડાની કન્યા સાથે કરી દે છે આથી મણિને મુચકુન્દનુ ઘર છોડવુ પડે છે દરેક ઠેકાણે મદદ માગતા ભાઈ ને કોઈ પુરુષ મણિને રખાત તરીકે સાથે રહેવાનુ કહે છે યુવાન વિધવા માટે એકલા રહેવુ કેટલુ જોખમભર્યુ છે તે લેખક અહીં બતાવે છે મુચકુન્દને શસ્ત્રક્રિયા કરાવવા બસો રૂપિયાની જરૂર પડતા મણિ નાણા ભેગા કરવા જાય છે પણ જ્યા જ્યા હાથ લબાવે છે ત્યા ત્યા દરેક પુરુષ મણિ પાસે અઘટિત માગણી કરે છે મુચકુન્દે પોતાની પત્નીને કાઢી મૂકી છે તે સાજો થાય છે પછી મણિ બન્નેનુ સમાધાન કરાવી આપે છે

પણ ૭ વર્ષ પછી તે મૃત્યુ પામતા મણિ મુચકુન્દ સાથે પુનર્લગ્ન કર છે આ નવલકથામા લેખક બેત્રણ પ્રશ્નો ચર્ચવા માગે છે

એક તો બાળલગ્નો, ને ફરજિયાત વૈધવ્યના માઠા પરિણામ મણિ બાળલગ્ન ને ફરજિયાત વૈધવ્ય બન્ને કુરિવાજોનો ભોગ બને છે વિષય વાસનાથી ભરપૂર સમાજમા એકલા રહેવું યુવાન વિધવા માટે કેટલુ મુશ્કેલ ને જોખમભર્યું છે તે લેખક બતાવ છે બીજુ વિધવાના આધ્યાત્મિક કલ્યાણ અને સામાજિક ઉન્નતિની વાતો કરતા પુરુષો પોતે જ કટલા વિષયી અને દુરાચારી હોય છે કહેવાતા સમાજસુધારકોમા સમાજસુધારો કરવાની નતિક હિંમત હોતી નથી ગુપ્ત રીતે મણિને રખાત તરીક રાખવા આ બધા સમાજસુધારકો તૈયાર હોય છે, કારણ, સમાજ છૂપા દુરાચાર કરનારનો બહિષ્કાર કરતી નથી માત્ર ઉઘાડે છોગે પુનર્લગ્ન કરીને નીતિમય જીવન ગાળવાની નૈતિક હિંમત દાખવનાર પ્રત્યે જ સમાજ ઘૃણા દાખવે છે જે પુરુષોએ મણિ પાસે અઘટિત માગણી કરી હતી તે જ પુરુષો મણિ પુનર્લગ્ન કરતા તેનો બહિષ્કાર કર છે તે ઉપરાન્ત આ સમયે યુવાન વિધવા માટે ડગલે ને પગલે અધ પતનનો ને દુરાચારનો ભય ઊભો જ હતો શિક્ષણ વધતા હવે આ પરિસ્થિતિ કાંઈક અ શે બદલાઈ ગઈ છે વળી ઘરના સગાની વર્તણૂક પર પણ વિધવાના સમસ્ત જીવનનો તેમ જ તેના સુખદુ ખનો ને તેના અધ પતન ક પવિત્ર જીવનનો આધાર રહે છે સગાઓ તરફથી જો મણિને સહાનુભૂતિ ને પ્રેમ મળ્યા હોત તો તે ફસાત નહિ અને ઘર છોડીને નાસી જાત નહિ બલકે પુન ર્લગ્ન કરીને નીતિમય ને સુખી જીવન ગાળત

ઓગણીસમી સદીની બાળવિધવા માટે અનીતિને માર્ગે અજાણ્યે જવુ, અનૌરસ બાળકને જન્મ આપવો, સમાજના પ્રતિષ્ઠિત ગણાતા પુરુષોનુ પણ વિષયવાસનાઓથી ભરેલુ માનસ વગેરે તે સમયે સામાન્ય હતો, કારણ કે, ગોવર્ધનરામથી માંડીને લગભગ બધા જ લેખકો વિધવા વિષે લખતા આમાના ઘણાખરા પ્રશ્નો પર મુખ્ય ધ્યાન કેન્દ્રિત કરે છે

**ઝવેરચંદ મેઘાણી** :—વીસમી સદીની શરૂઆતમાં સુધારક લેખકોમા મેઘાણીનું સ્થાન અગ્રગણ્ય છે. એમના લખાણો અસરકારક, ચોટ, અને વાસ્તવિકતા માટે પ્રસિદ્ધ છે. સમાજના સામાન્ય મનુષ્યોમાથી એમણે જીવન્ત પાત્રો સર્જ્યાં છે. અત્યન્ત સ્વાભાવિક રીતે, સમાજ સામે અરીસો ધરીને, સરળ ભાષામાં પણ જુસ્સાદાર છટાથી સત્યને સમાજ સામે રજૂ કરે છે. એમની નવલિકાઓમા ઘણી વિધવાના જુદા જુદા પ્રશ્નોની છણાવટ કરે છે.

## ૧. અનન્તની બહેન

અનન્ત એક આદર્શવાદી પણ ડરપોક પ્રોફેસર છે. એની બહેન ભદ્રાને એનો પતિ મારઝૂડ કરતો ને ડામ પણ દેતો અને એક વખત તેને મારી નાખવાનો પણ તેના પતિએ પ્રયાસ કર્યો હતો. તેમ છતા અઢારમે વર્ષે જ્યારે ભદ્રા વિધવા બને છે ત્યારે માતાપિતા ઇચ્છે છે કે ભદ્રા સાસરાને ગામ જઈ કેશમુંડન કરાવે ને એક વર્ષ ખૂણો પાળે. ભદ્રાએ જીવનમાથી તમામ રસ પતિ ખાતર નિચોવી નાખ્યો છે, પણ નિશ્ચય કરે છે કે સુંદર લાંબો ચોટલો તો નહિ જ કપાવે.

વેકેશનમા ઘેર આવતા જ અનન્ત પિતા જોડે કેશમુંડનને વિધવા ને પડતા અકારણ દુઃખો વિરુદ્ધ જોરદાર દલીલો કરે છે. પણ પિતામા જ્ઞાતિનો કોપ વહોરવાની નૈતિક હિંમત નથી એમ પિતા જણાવે છે. અનન્ત કહે છે કે ગીધ પણ મુડદાંને જ ચૂંથે છે, જીવતાને તો માત્ર મનુષ્યો જ ચૂંથે છે. વિધવાને પડતા અકારણ સામાજિક ત્રાસ વિરુદ્ધની અનન્તની દલીલો લેખકની પોતાની દલીલો છે. અનન્ત સમાજની રૂઢિચુસ્તતા સામે ઝઝૂમવા તૈયાર થાય છે, પણ અંતે એની બુદ્ધિ પર માતાપિતા પ્રત્યેની લાગણી પ્રાધાન્ય મેળવે છે. અનન્ત માતાપિતાનું કહ્યું માનવાની ના પાડે છે ત્યારે માતાપિતા આપઘાત કરવાની ધમકી

ગુજરાતમા ચાલતી સમાજસુધારાની ચળવળમાંથી થોડાક વિચારો ગ્રહણ કર્યા છે. ભદ્રાનુ કેશમુડન કરવાની માબાપની છેલ્લી માગણી તે નકારી શકતો નથી અને ભદ્રાનો ગામ જવાનો દિવસ પણ નક્કી થઈ જાય છે, પણ નીડર ભદ્રા દૃઢ નિશ્ચય કરીને રાત્રે નાસી જાય છે ને દારૂની દુકાને પિકેટીંગ કરે છે, ને એમ કરતાં જેલમાં જાય છે. માતાપિતા ને અનન્ત જેલમા ભદ્રાને મળવા જાય છે જ્યાં તે પોતાના લાંબા વાળ પોતાને હાથે જ કાપીને માબાપને આપે છે, ને કહે છે, "આંહી (જેલમાં) જ્ઞાતિ નથી. સધવા-વિધવા, કે લગ્નથયેલીના ભેદ નથી, કંકુ નથી, ચૂડી નથી, ચોટલા નથી...આંહી તો લીલાલહેર છે."

હિંદુસમાજ પ્રત્યે આ વાકય સચોટ કટાક્ષ છે કારણ કે દેખીતી રીતે સમાજ કરતાં અંગ્રેજ સરકારની જેલ વધારે સારી વર્તણૂક અને ઓછો ભેદભાવ દાખવે છે. વિધવાસધવાને હિન્દુસમાજ સમાન દૃષ્ટિએ નથી જોતો, અંગ્રેજોની જેલ જુએ છે.

ભદ્રાના પાત્રમાં લેખકે ગાંધીજીની ચળવળના રંગે રંગાયેલી, અંતરથી નીડર વિધવા યુવતી આલેખી છે. બે પેઢીઓ વચ્ચેનું ઘર્ષણ માતાપિતા ને અનન્તની દલીલોમાં લેખકે સુંદર રીતે દર્શાવ્યું છે. ગાંધીજીના સમયમાં એમણે સ્ત્રીને બહાર આવીને સમાજ તેમ જ દેશ-સેવા કરવાની હાકલ કરી ત્યારે બે પેઢીઓ વચ્ચેનો તફાવત એકદમ વધી ગયો ને પરિણામે ઘર્ષણ વધ્યું. માતાપિતા, સમાજ, "આબરૂ", નાતજાત, નાતના વાડા, સગાંસંબંધીથી ડરે છે જ્યારે નવી પેઢીની યુવતી વિધવા હોય તોપણ તેને જ્ઞાતિ કે સમાજનો ડર નથી રહ્યો.

## ૨. લાડકો રંડાપો

આ વાર્તામાં વિધવા પ્રત્યેની સમાજની ક્રૂર વર્તણૂકનું બીજું પાસું આપણને જોવા મળે છે. પતિ મૃત્યુ પામતાં સમાજ કેવી રીતે રૂઢિઓ પળાવીને વિધવાનો સર્વનાશ કરવા ઇચ્છે છે તેનો તાદૃશ ચિતાર છે.

ફોઈ કરતાં વધારે દયાળુ હતા કેમ કે કેદીઓને જવું હોય ત્યારે સંડાસ જવા દેતા હતા. તો ફોઈજીની કઈ ભયંકર જેલ હતી કે જેમાંથી સંડાસ જવા પણ બહાર ના નીકળાય ! ભાભીને ફોઈ સાસુના રાજમાં વૈધવ્યનો ખૂણો પાળવામા ઝીણામા ઝીણી વિગતોમાં એટલી સખતાઈ પાળવી પડે છે કે હિંમતને ખાત્રી થાય છે કે આ વૈધવ્યની સરખામણીમાં કેદની સજા પણ હળવી ગણાય. સાંજે ભાભીના માતાપિતા આવી પહોંચતાં હિંમત તેમને પોતાની પુત્રીને આ અસહ્ય ત્રાસમાંથી છોડાવવાની વિનંતિ કરે કરે છે, પરંતુ પ્રણાલિકાનો ભંગ ન જ કરાય એમ એ લોકો હિંમતને જણાવે છે. દીકરી ખૂણો પાળતાં મૃત્યુ પામે તોપણ એ લાચાર હતાં પણ રૂઢિનો ભંગ તો સ્વપ્ને પણ ના થાય. ઉદાહરણ આપતાં તેઓ કહે છે કે એમની ભત્રીજાવહુ ખૂણો પાળતાં ભૂખમરા ને દુઃખથી ક્ષયમાં મરી ગઈ ને "છૂટી" ગઈ ! લેખક અહીં અસરકારક રીતે બતાવે છે કે રૂઢિચુસ્ત હિન્દુઓ કેટલી હદે જડ રૂઢિઓની ગુલામી સ્વેચ્છાએ સ્વીકારે છે. રૂઢિના વધસ્તંભ ઉપર પ્રિય પુત્રીનો ભોગ આપતાં પણ એ અચકાતા નથી. જ્ઞાતિબહિષ્કારનો ભય હિન્દુમાનસમાં ઘણો મોટો છે. હિંમત પૂછે છે કે શું પોતાની પુત્રીને નર્કાગારના દુઃખ અને મૃત્યુના મુખમાંથી છોડાવવા માટે જ્ઞાતિ તેમનો બહિષ્કાર કરશે ? પતિ મૃત્યુ પામતાં વિધવાને આશ્વાસન આપવું જોઈએ કે તેને રિબાવવી જોઈએ ? પણ સમાજને જ્ઞાતિના ભયે ભાભીનાં માતાપિતા પુત્રીને દુઃખમાંથી છોડાવવાની સાફ ના પાડે છે. તેઓ ઇચ્છે છે કે આજીવન વૈધવ્ય પાળવાનું દુઃખ ભોગવે તેના કરતાં વિધવા પુત્રી ખૂણો પાળતાં મૃત્યુ પામે તે વધુ ઇચ્છનીય છે. જ્ઞાતિ બહિષ્કાર કરે તો અપરિણીત પુત્રોપુત્રીઓને કોણ પરણે એ ભય મોટો છે. જડ સમાજની જડ રૂઢિઓ માતાપિતાના દિલની લાગણીઓને પણ કેટલી સૂકવી નાખે છે તે અહીં જણાય છે.

વિધવા પુત્રી પાસેના ઓરડામાંથી આ વાતચીત સાંભળે છે. જીવંત મૃત્યુમાંથી છોડાવવા સગાં ,માબાપ પણ તૈયાર નથી એ વાતથી એને

આઘાત પહોંચે છે અને બધી જ હિંમત એકઠી કરીને બધા સગાસબંધી તેમ જ કોઈના અળગના ક્રોધ સામે થઈને પોતાના પ્રિય હિંમત જોડે ઘર છોડીને ચાલી જાય છે ભાઈબહેનના મીઠા સબંધથી બન્ને જણ બહારગામ રહે છે પછી પાછા ગામમા આવીને ગરીબ વિદ્યાર્થીઓ માટે વીશી કાઢે છે ને એમના આશીર્વાદ મેળવે છે, પણ નાતિ ને સગાસબંધી તેમનો સદંતર બહિષ્કાર કરે છે

વિધવા પ્રત્યેની આવી અમાનુષી વર્તણૂક પાછળનો મૂળ હેતુ એ હોય છે કે વિધવાને પતિ પાછળ જીવવાનો કોઈ અધિકાર નથી, અને તેથી તે રિબાઈને મૃત્યુ પામે એ જ ઇષ્ટ છે તેના મૃત્યુનો કોઈને શોક નથી પતિના મૃત્યુ પછી પત્નીનો સમાજમા કાંઈ ઉપયોગ નથી એ માન્યતા સમયના બદલાવા સાથે પણ બદલાતી નથી સતીનો રિવાજ બંધ થતા પણ સતીના રિવાજ પાછળ રહેલુ માનસ એ જ રહે છે જડ પ્રણાલિકાઓ યુક્ત માનસ બુદ્ધિયુક્ત વિચારશક્તિ અને વ્યક્તિગત સુખના ખ્યાલ પર સર્વસ્વ ભોગવે છે આર્થિક લાચારી ભોગવતી, નિરાધાર, પુરુષના સમાન ટેકા વગર લાચાર જીવન જીવતી વિધવા, સમાજ અને નાતિજનોનો મોખરામા મોટો શિકાર છે હિન્દુ માન્યતાઓ અનુસાર પ્રણાલિકાઓ કરતા મનુષ્યજીવનનુ મૂલ્ય ઓછુ છે આ માન્યતાનુ મૂળ "પતિના મૃત્યુ માટે પત્ની જવાબદાર છે" એ મંતવ્યમા છે વિધવાએ હસતે મુખે દુખો સહન કરવા જ જોઈએ, અને ન સહન થાય તો આનંદથી મૃત્યુને ભેટવુ જોઈએ જ્યારે આવી એક લાચાર વિધવા દુખો સહન કરવાને બદલે હિંમતથી નિર્દોષને સુખી જીવન જીવવાનો સદાચારી માર્ગ શોધી કાઢે છે, સાર હાથમાથી શિકાર છૂટતા ક્રોધ ભરાયેલો શિકારી સમાજ ને નાતિ તેનો સદંતર બહિષ્કાર કરે છે

**ગરાસ માટે :**—સૌરાષ્ટ્રમા ચાળીસેક વર્ષ પર બનેલી આ એક સત્ય ઘટના છે એક ગરાસના ધણીનો અંત પામે છે પછી તરત તેની

વિધવા પત્ની એક પુત્રીને જન્મ આપે છે ત્રીસ વર્ષની આ યુવતીના પતિ પાસઠ વર્ષે આ યુવતીના જીવનનુ સત્યાનાશ વાળવા તેની સાથે લગ્ન કરે છે, અને લગ્ન પછી ૭ મહિનામા મૃત્યુ પામે છે જો પિતાઈઓને ખબર પડે કે પુત્રી જન્મી છે તો તરત પરંતુ ઘરનો ગરાસ પચાવી પાડે અને વિધવાને ભીખ માગવાનો વારો આવે કારણ કે ડોસો કાંઈ લખાણ કરી ગયા નથી અને આથી પુત્ર જન્મે તો જ વિધવાને ગરાસ મળે. વિધવા આથી જાહેર કરે છે કે પુત્ર જન્મ્યો છે પણ પિતાઈઓને વિશ્વાસ ન બેસતા દરબારગઢ ફરતો રાત ને દિવસ ચોકીપહેરા નાખે છે કે જેથી વિધવા કાંઈ છળકપટ કરી છૂપી રીતે વિધવા ચાપાચ વાર કોઈના ને કોઈના તરતના જન્મેલા પુત્રો મગાવે છે, પણ દરેક વખત તે બાળક મૃત્યુ પામે છે અને તે આવેશમા આવી જઈને વિધવા પુત્રીને મારી નાખીને જાહેર કરે છે કે પુત્ર મૃત્યુ પામ્યો છે તરત જ પિતાઈઓ ગરાસ પચાવી પાડે છે

પતિ મૃત્યુ પામતા જ આપણા સમાજમા વિધવાનુ શુ આર્થિક સત્યાનાશ વળે છે તે આ સત્ય ઘટનામાથી આપણને જોવા મળે છે પતિની સંપત્તિ વિધવાને તો હિંદુસમાજમા ન જ મળે એટલે ગરાસણીને પુત્રજન્મનુ જુઠાણુ જોડી કાઢવુ પડે છે ચોરીથી ને કૂનતાથી પેટીમા આણેલા પારકા પુત્રો પણ મરી જતા આખરે ગરાસણીને સગી પુત્રીને મારી નાખવી પડે છે હિંદુ કાયદાનો અન્યાય અહીં જણાઈ આવે કે પુરુષની સંપત્તિ શ્રીમંત પિતાઈઓને મળે પણ વિધવા ભીખ માગતી થાય તોપણ તેને ના મળે વળી પાસઠ વર્ષનો વૃદ્ધ સ્વાર્થ ખાતર યુવતીને પરણે છે અને જાણે છે કે પોતે મોડુ વહેલુ પત્નીને વૈધવ્ય અપાવશે, છતા સંપત્તિની કશી પણ જોગવાઈ નથી કરી જતો જાણવા છતા કે પિતાઈઓ સંપત્તિ પચાવી પાડીને પત્નીને ભીખ માગતી કરશે પુરુષ એટલો સ્વાર્થી છે તે આ બતાવે છે વળી સગર્ભા પત્ની પુત્રીને જન્મ આપશે તો પિતાઈઓ ગરાસ પચાવી પાડશે તે જાણવા છતા તે ગરાસ

માટે કાઈ લખાણુ કરી જતો નથી પાગકા પુત્ર યોગ્યા સુધીનુ કપટ પર ઘરજગના ગગસ માટે વિધવાને કરવુ પડે છે ને વિધવા પોતાના જ પતિની સ પત્તિ ન લઈ જાય માટે પિત્રાઈઓ ચોકી પહેરો મૂકવા જેટની નીચતા ને હલકટપણાની ટલી હદે જાય છે તે અહી સચોટ દેખાડયુ છે

**તુળસીક્યારો :**—નવલિકાઓમા સમાજસુધારો કરવાની ધગશ મેઘાણીની આ નવનકથામા જણાતી નથી ઊલટુ એમનુ માનસ જીવનના પાછલા ભાગમા લખેલી આ નવલકથામા રૂઢિચૂસ્ત વલણ પકડતુ જણાય છે. એના કારણો ગમે તે હોય પણ આ નવનકથામા વાચકને એમના ખૂબ જ રૂઢિચુસ્ત માનસના દર્શન થાય છે

ગામમા સોમેશ્વર ભટ્ટની ખડકીમા એમની સાથે એમના મોટા દીકરાની બાળવિધવા અશિક્ષિત વહુ ભદ્રા, સોમેશ્વરના આધળા સાળા જ્યેષ્ઠારામ, એમની ગાડી ભત્રીજી યમુના, ભદ્રાની દીકરી અનસુ, ને સોમેશ્વરનો પૌત્ર દેવુ રહે છે સોમેશ્વરનો બીજો પુત્ર વીરસુત ને તેની ભણેલી પત્ની કચન અમદાવાદ રહે છે, જ્યા વીરસુત કોલેજમા પ્રોફેસર છે કચન આધુનિક, આઝકની, શિક્ષિત, મિજાજી, સ્વછદી ને ચચળ પ્રકૃતિની છે તે વારવાર માદી પડે છે, અને જ્યારે જ્યારે તે માદી પડે છે, ત્યાર ત્યારે ભદ્રા અમદાવાદ આવીને તેની પ્રેમથી ચાકરી કરે છે સોમેશ્વર ભટ્ટ ધાર્મિક હોઈ આગણે તુળસીક્યારો નાખે છે ને નિયમિત તેની પૂજા કરે છે

વિધવા ભદ્રા આ કથાનુ મુખ્ય પાત્ર છે તે પોતાને વિષે વાત કહે છે ત્યાર હમેશ 'ગડી ગડ' 'અભાગણી' એવા અપશબ્દો વાપરે છે પોતાને એ "ખાસડા મારવાનાયક ગડી ગડ" પણ કહે છે એ દનાળુ અને બીજા માટે જાત ઘસી નાખે એવી છે એ દઢતાથી માને છે કે વિધવાએ સ યમી થવુ જોઈએ, કુટુબીઓની સેવામા જ જીવન ગાળવુ જોઈએ, કોઈ પણ જાતના મોજશોખ ના ભોગવવા જોઈએ અને પોતાની

જાતને હમેશ ઉનારી પાડી જોઈએ કારણ કે ભદ્રા માને છે કે વૈધવ્યના "ગુના" માટે વિધવાએ આકરા વ્રત ઉપવાસ અને સખતાઈભર્યા જીવનરૂપી પ્રાયશ્ચિત્ત કરવુ જોઈએ. તેના પતિ તેને મારતા તે વાત વારંવાર તે આનંદથી કહે છે પતિની ગુલામી કરવી એ સ્ત્રી માત્રનુ પરમ ધ્યેય હોવુ જોઈએ એમ ભદ્રા વારંવાર કહે છે. વિધવાએ દર મહિને સ્વેચ્છાએ માથું મુંડાવવુ જોઈએ એમ પણ તે દૃઢતાથી માને છે. અમદાવાદમા એનો દિયર વીરસુત ભદ્રાને કેશમુંડન ના કરાવવાની વિનંતી કરે છે પણ તે ના સ્વીકારતા ભદ્રા કહે છે કે માથાના વાળનો ભાર પોતાનાથી ખમાતો નથી. ભદ્રા હંમેશ કહે છે કે ઉચ્ચ જ્ઞાતિની વિધવાએ કદી પુનર્લગ્ન ન કરવું જોઈએ પણ વિધુરે સત્વરે પુનર્લગ્ન કરવુ જોઈએ, કારણ કે પુરુષ જીવનમા પત્ની વિના મૂંઝાઈ જાય છે.

કંચન જ્યારે વીરસુતને છોડીને ઝઘડો કરી ચાલી જાય છે ત્યારે વિધવા ભદ્રા વીરસુતનુ ઘર ચલાવે છે ને તે પોતાની જાતને ઘસી નાખીને ખૂબ જ સુદર રીતે ઘર ચલાવે છે. તે પછી વીરસુતને ખબર પડે છે કે પોતાના મિત્ર ભાસ્કર સાથે રહતી કંચન ગર્ભવતી બની છે. વીરસુત ગુસ્સે થાય છે પણ વીરસુતના પિતા કંચનને પોતાને ગામડે લઈ જાય છે, જ્યા કંચનમા પરિવર્તન થાય છે ને તે પતિને અનુકૂળ થઈને રહે છે. આમ તુળસીક્યારો સર્વનું કલ્યાણ કરે છે.

ભદ્રા :—ભદ્રાને લેખકે અભણ, નિઃસ્વાર્થી, દયાળુ, રૂઢિચુસ્ત વિધવા આલેખી છે. એની બધી ઉપર જણાવેલી જૂનવાણી માન્યતાઓને લેખક વિધવાનું આદર્શ માનસ ગણાવે છે. વિધવાએ પોતાની જાતને તિરસ્કૃત ગણવી જોઈએ એમ ભદ્રા કહે છે કેશમુંડન વિધવા માટે એક આવશ્યક સંસ્કાર છે એમ લેખક માને છે અને વિધવાના ચળકતા મૂંડાના સૌંદર્યનો લેખક વારંવાર ઉલ્લેખ કરે છે.

પહેલા લખેલી પોતાની નવલિકાઓમા કરેલા સમાજસુધારા માટેના પુરસ્કાર પ્રચાર પર મેઘાણી આ નવલકથાથી પાણી ફેરવે છે.

વિધવાની સામાજિક સ્થિતિ સુધારવાની, અને વિધવાપુનર્લગ્નની અનાવશ્યકતા પર મેઘાણી આની વાર્તાઓથી જબ્બર ફટકો લગાવે છે, કારણ અહી એક અશિક્ષિત, લાચાર, વિધવા યુવતી ફરજિયાત આજીવન વૈધવ્ય, કેશમુડન અને પરાવલબી અશિક્ષિત જીવનમા પૂર્ણ સતોષ માને છે, એટલુ જ નહિ, પણ ગૌરવ અનુભવે છે, અને પતિની પરમ ગુલામી કરવામા અને પતિની સારપૂડમા ગૌરવ અનુભવે છે પોતાની જાતની ઉન્નતિ કરવાની તે ચોખ્ખી ના પાડે છે

મેઘાણી ભદ્રાને એક માયાળુ, નિસ્વાર્થી, પરોપકારી વિધવા તરીકે આલેખી શક્યા હોત પણ તેમ કરવા માટે મેઘાણીને કેશમુડન, નિરક્ષરતા, ફરજિયાત વૈધવ્ય, સ્ત્રીશિક્ષણની અનાવશ્યકતા અને આર્થિક પરાવલબનને પ્રશસ્તાનો ઓપ ચઢાવવાની કશી જરૂર ન હતી "સદાશિવ ટપાલી', "અનન્તની બહેન", "વાડકો રડાપો" વગેરે નવલિકાઓમા પોતે જ જેની હિમાયત કરી હતી તે વિધવાપુનર્લગ્નના આદર્શની પોતે જ આ નવલકથામા વિરુદ્ધ લખે છે, જે દર્શાવે છે કે લેખક પોતાના જ વિચારો સાથે અસગત છે લેખકમા આ પરિવર્તન મ આવ્યુ તે સમજવુ મુશ્કેલ છે ઉપર ઉલ્લેખ કર્યો છે તે ત્રણ નવલિકાઓમા ત્રણ વિધવા યુવતીઓ સતત વૈધવ્યના દુખો અને ત્રાસમાથી છૂટવા પ્રયત્ન કરે છે, અને સફળતા મેળવે છે જ્યારે તેના તફાવતમા અહી લેખકે એક વિધવા આલેખી છે જે યુવની હોવા છતા ફરજિયાત વૈધવ્ય, અજ્ઞાન, આર્થિક પરાવલબન અને સામાજિક લાચારીમા સપૂર્ણ સતોષ મળવે છે ને એમ માને છે કે ઉપની પરિસ્થિતિમા જ ગૌરવભેર જીવન ગાળવુ જોઈએ વિધવાએ પુનર્લગ્નનો વિચાર સુદ્ધા ન કરવો જોઈએ અને સતત પોતાની જાતને તિરસ્કારવી જોઈએ વિધવાના કારુણ્યમા જ વિધવાની પવિત્રતા ને તેનુ ગૌરવ રહેલા છે એમ લેખક પુરવાર કરવા માગે છે માનવ ધર્મશાસ્ત્રમા મનુએ સ્ત્રી પ્રત્યે દાખવેલુ વલણ મેવાણીએ અહી દાખવ્યુ છે

## "અનન્તની બ્હેન"માંની ભદ્રા ને "તુળસીક્યારો"-માંની ભદ્રા વચ્ચે તફાવત :

આ બન્ને 'ભદ્રા' એક જ લેખકનાં પાત્રો છે પણ બન્ને લેખકના જીવનમા જુદે જુદે સમયે લખાયાં હોઈ એમાં આકાશપાતળનો ફેર છે. "તુળસીક્યારો"ની ભદ્રા દર મહિને કુટુંબીજનોને વિનંતી કરીને કેશમુંડન કરાવે છે, જ્યારે અનન્તની બ્હેન ભદ્રાની આખી કથા એ એક જ કેન્દ્ર આસપાસ ગૂંથાયેલી છે કે માતાપિતા ને સાસરિયાં ભદ્રાને પતિ પાછળ કેશમુંડન કરાવવાનુ કહે છે અને તે માટે બળજબરી કરે છે અને ભદ્રા દઢતાથી એમનો સામનો કરે છે, અને આ જ કારણને લઈને ઘર છોડીને નાસી જાય છે. આશ્ચર્યની વાત એ છે કે બન્ને કથાઓમાં મેઘાણી ભદ્રાનો પક્ષ લે છે. "અનન્તની બ્હેન"માં લેખક ભદ્રાના કેશમુંડન કરાવવા સામેના પ્રબળ વિરોધને પ્રશંસનીય ગણે છે, તો 'તુળસીક્યારો'માં એ ભદ્રાના કેશમુંડન કરાવવાના દઢાગ્રહને ઉચિત ગણે છે. આ સ્પષ્ટ દર્શાવે છે, કે "અનન્તની બ્હેન" લખી ત્યારના સુધારક મેઘાણી "તુળસીક્યારો" લખાઈ ત્યાં સુધીમાં કેટલા રૂઢિચુસ્ત અને પ્રત્યાઘાતી માનસ ધરાવતા થઈ ગયા હતા. આદર્શોની અધોગતિને લઈને લેખકોમાં આમ બને છે. અનન્તની બ્હેન જેલમાં પોતાને સુખી ગણાવે છે, કારણ ત્યાં "વિધવા-સધવાના ભેદ નથી, તેમ જ કંકુ, ચૂડી કે ચોટલાના ભેદ નથી" જ્યારે વીરસુતની ભાભી ભદ્રા સધવા-વિધવાના ભેદ હોવા જ જોઈએ એમ માને છે, અને પોતાને માટે તિરસ્કારયુક્ત વચનો વાપરે છે.

સુધારક મેઘાણીનુ પ્રતિબિંબ સુધારક ભદ્રા (અનન્તની બ્હેન)-માં પડે છે જ્યારે રૂઢિચુસ્ત મેઘાણીનું પ્રતિબિંબ રૂઢિચુસ્ત ભદ્રા (તુળસીક્યારો)માં પડે છે.

### લક્ષ્મીબ્હેન ડોસાણી

સ્ત્રીઓના સામાજિક તેમ જ અન્ય અધિકારોનાં પ્રખર હિમાયતી

લક્ષ્મીબહેન પોતે બાળવિધવા હોવાથી તેમનુ સમાજ પ્રત્યેનું દૃષ્ટિબિન્દુ અન્ય પુરુષ લેખકો કરતા જુદું છે. આ સ્વાભાવિક ગણાય કારણ કે બાળપણમા વૈધવ્ય પામતા એમણે પોતાના સગાસંબંધી તેમજ સમાજ તરફથી અસહ્ય ત્રાસ વેઠ્યો હતો. એટલે એમનુ દૃષ્ટિબિન્દુ સ્વાનુભવલક્ષી જ હોય. એમના લખાણોમા સમાજ પ્રત્યે એક પ્રકારની કટુતા છે જે પુરુષ લેખકોમા ન હોય, કારણ પુરુષનું સ્ત્રી પ્રત્યેનુ માનસ, સ્ત્રીનાં દુઃખો પ્રત્યેનુ દૃષ્ટિબિન્દુ, પરાનુભવલક્ષીજ હોઈ શકે તેમના લખાણમા વિધવાના દુઃખોનું વર્ણન જે આવે છે તેમા એટલો આવેશ છે કે લેખન કરતા તે પ્રચારકાર્ય જેવુ આપણને વધારે ભાસે.

**"હું બંડખોર કેમ બની ?" :**—લક્ષ્મીબહેને પોતાની આ નામની આત્મકથામા પોતાને બાળપણમા પ્રાપ્ત થયેલા વૈધવ્યને લઈને સમાજમા જે દુઃખો પડયા તેનું સચોટ વર્ણન કર્યું છે.

"મને ચૌદ વર્ષે વૈધવ્ય પ્રાપ્ત થયું. મેં રિવાજ પ્રમાણે છાતી કૂટવાની ના પાડી એટલે સગાઓએ મને છાતીમા લાતો મારી. મરણને દસમે દિવસે મારે કેશમુડન કરાવીને કાળા કપડા પહેરવાના હતા મેં કેશમુંડનની સાફ ના પાડી આથી બધાએ મને લાતો મારી, મારા પર થૂંક્યા, અનેક અમાનુષી અત્યાચાર ચલાવ્યા મને ગાડી ગણીને પૂરી દીધી. આઠ દિવસ હુ પુરાઈ. મેં નૈતિક દૃષ્ટિએ કાંઈ ખોટુ નહોતું કર્યું. મારો ગુનો હતો સામાજિક રૂઢિઓ તોડીને બુદ્ધિને માર્ગે ચાલવાનો." લક્ષ્મીબહેન કહે છે, "મરનાર પ્રભુની ઇચ્છાને આધિન થાય. પણ એની પાછળ જીવતી જાગતી વ્યક્તિ પર આટલો ઘાતકી જુલમ શા માટે ?" તે કહે છે કે "હું સુખની આશા રાખતી જ નહોતી, કારણ કે હિન્દુ વિધવાને સુખ હોય જ નહિ" આખરે અસહ્ય ત્રાસ વેઠીને એક વર્ષ ખૂણો પાળ્યો. મારા માતાપિતા મૃત્યુ પામ્યા હતા; ને કાકાએ મિલ્કત પચાવી પાડી હતી. કાકાને ત્યા મારે રહેવુ પડતુ જ્યા મને સતત કહેવામા આવતું: પૂર્વજન્મના પાપને લઈને મારે આટલું સહન કરવુ

પડે છે " વિધવા એટલે દુઃખીમા દુઃખી—અભાગીમાં અભાગી અબળા! વિશ્વાસ નહિ કરવા લાયક વ્યક્તિ! સખ્ત જાપ્તામાં રાખવા લાયક શકમંદ આસામી! એને સ્વમાનની લાગણી કદી થાય જ નહિ અને એના વ્યક્તિત્વનો વિકાસ હોય જ નહિ," એવી દરેક જણની માન્યતા હતી.

પતિ જેવી મહામૂલી વસ્તુ ખોઈ હતી. તેથી હવે વાળ જેવી ગૌણ વસ્તુનો મારે મોહ ન જ કરવો જોઈએ એમ સગાંઓ મને કહેતાં. મને છાપું વાંચવાની પણ મના હતી. બધા જ સગાંઓ મારા પર જાસુસી કરતાં ને સતત મને દુઃખ દેવાના નવા રસ્તા શોધતાં પરંતુ મેં નિશ્ચય કર્યો હતો કે આર્થિક રીતે સ્વતંત્ર થઈને આ નરકયાતનામાંથી છૂટવું. ત્યાં સુધી મારા સિદ્ધાન્તો ખાતર ગમે તેટલું દુઃખ સહન કરવું. નાનપણમાં બાળકીને ગમે તેવા પુરુષ સાથે પરણાવીને પછી તેને વૈધવ્ય પ્રાપ્ત થતાં બધા જ દોષ તે બાળકીના નસીબ પર ઢોળી દઈને પોતે દોષમુક્ત થતાં માબાપ જરા પણ અચકાતાં નથી. વિધવા થાય એટલે યુવતી વિષયવાસનાથી મુક્ત નથી થઈ જતી અને આધ્યાત્મિક વાતો તેનામાં વૈરાગ્ય આણતી નથી. પ્રતિકૂળ સંયોગોને લઈને માત્ર તેની જાતીય ઇચ્છાઓ દબાઈ રહે છે એટલું જ. તેની માનસિક ઉન્નતિ આવા ત્રાસથી તો નથી જ થતી. પરાણે જાતીય ઇચ્છાઓને દબાવી દેવામાં આવે તે કાંઈ વૈરાગ્ય ન કહેવાય. વૈરાગ્ય તો સ્વેચ્છાએ આવવો જોઈએ. યુવાન વિધવાઓની કુદરતી વાસનાઓને દબાવી દેવાથી કોઈ પણ સમાજનું નૈતિક ધોરણ ઊંચે જતું નથી.

ઘરના કામનો ઘસડબોળો મારે જ કરવો પડતો. કોઈ પણ સ્ત્રીઓ મને મદદ કરતી નહિ પણ આર્થિક રીતે પરાવલંબી હોવાથી મારે બધો જ ત્રાસ સહન કરવો પડતો. ઘરના જ લગ્નમાં પણ મને અપશુકનિયાળ ગણીને સગાંઓએ આવવા દીધી નહિ. મને ઘર બહાર પણ જવાની છૂટ ન હતી.

મારે આગળ ભણવું હતું, એટલે મેં ઉપવાસ પર ઊતરવાનો નિશ્ચય કર્યો.

સ્ત્રીજાતિની સૌથી મોટામા મોટી શત્રુ સ્ત્રી પોતે જ છે, તે પ્રમાણે મને પણ સૌથી વધુ ત્રાસ ઘરની સ્ત્રીઓ તરફથી પડતો; પરંતુ અંતે સ્ત્રીઓ પુરુષની ગુલામ છે. આપણુ બેવડું નૈતિક ધોરણ પુરુષના લાભાર્થે જ છે.

મારી બાજુમાં એક વૃદ્ધ બ્રાહ્મણ રહેતો હતો તે ચોથી વાર એક અગિયાર વર્ષની બાલિકાને પરણ્યો. થોડા જ સમયમાં તે મૃત્યુ પામતા ઘરની બધી જ સ્ત્રીઓ તેની કોમળ બાળવિધવા ઉત્તમને દોષ દેવા લાગી. તેના પતિના આત્માના કલ્યાણાર્થે તેણે માથું મૂંડાવવું જ જોઈએ એવો કુટુંબીજનોનો આગ્રહ હતો, પણ હું ઉત્તમને લઈ ગઈ ને મૅજિસ્ટ્રેટને ઘેર થોડો સમય રાખીને તેનું મુંડન અટકાવ્યું. આ કૃત્ય માટે મારાં કાકીએ મને કાઢી મૂકી ને મારે એક સ્ત્રીઓના આશ્રમમાં રહીને અભ્યાસ કરવો પડયો.

સ્વમાનવાળી વિધવા કદી પણ પોતાનાં સગા સાથે સમાન કક્ષાએ રહી શકે નહિ; એમની ગુલામ તરીકે જ એ રહી શકે. નૈતિક અધોગતિને રસ્તે જતી વિધવાઓને અટકાવવાનો ઉત્તમ ઉપાય પુનર્લગ્ન છે. સ્ત્રીઓને કચડી નાખતી, તેમના સ્વમાનનો નાશ કરતી રૂઢિઓ સામે મેં લડત ઉપાડી હતી, માનવતા સામે નહિ."

પોતાના કાંઈ પણ દોષ વિના પતિ મૃત્યુ પામે તોપણ બાળવિધવાને સમાજ કેટલો અસહ્ય ત્રાસ આપે છે તે આ સત્ય ઘટના બતાવે છે. અજ્ઞાનને લઈને ઘરની સ્ત્રીઓ જ તેને ત્રાસ આપે છે. આ આ સ્ત્રીઓ એકંદરે વિધવાની વિરુદ્ધ નહિ પણ સ્ત્રીઓ માટેના કોઈ પણ પ્રકારના સુધારાની વિરુદ્ધ જડ બુદ્ધિને લઈને છે. સ્ત્રીશિક્ષણ તેમને માટે ઇચ્છવા યોગ્ય છે તેમ છતા પુરુષોએ સદીઓથી તેમનું માનસ

એવું ઘડ્યું છે કે તે સ્ત્રીઓ એમ માને છે કે સ્ત્રીશિક્ષણથી કન્યાને હાનિ પહોંચે છે એટલું જ નહિ પણ કન્યા શિક્ષણ લે તો લગ્ન પછી તેને વૈધવ્ય પ્રાપ્ત થાય. હિંદુ સમાજમાં વિધવા સહાનુભૂતિ દાખવવા યોગ્ય વ્યક્તિ નથી ગણાતી; તેને એક ગુનેગાર ગણવામા આવે છે. પોતાની જાતની ઉન્નતિની આડે આવનાર સૌથી મોટા વિઘ્નરૂપ સ્ત્રીઓ પોતે જ છે. લક્ષ્મીબહેન સ્ત્રીઓને "સ્વજાતિ શત્રુ" કહે છે.

લક્ષ્મીબહેને બીજી અનેક નવલિકાઓ પણ લખી છે તેમાં "મહિલાઓની મહાકથાઓ" અને "સંસારની વાતો" નામનાં પુસ્તકોમાં વિધવાના દુઃખોનાં અનેક પાસાં દેખાડ્યાં છે. કન્યાશિક્ષણનો અભાવ, વૃદ્ધલગ્નો, કાયદામાં વિધવાને અન્યાય, બાળલગ્નો, ફરજિયાત વૈધવ્ય, વિધવાનું કાયદાને લગતું અજ્ઞાન, સંપત્તિનો વહીવટ હાથ ધરવાની વિધવાની અશક્તિ ને અજ્ઞાન, વિધવા પ્રત્યે સગાંઓની ક્રૂરતા, વિધવાના માર્ગમાં આવતા પ્રલોભનો, પુત્રપ્રાપ્તિ તેમ જ આખી પુરુષજાતિને ચઢિયાતી ગણતો આપણો સમાજ,—જેને લઈને થતાં વૃદ્ધલગ્નો, કન્યાવિક્રય, વરવિક્રય, વગેરે આપણા સમાજનાં અનેક અનિષ્ટો ને દુષણો પ્રત્યે લક્ષ્મીબહેન અંગુલિનિર્દેશ કરે છે. પુરુષોનો સ્વાર્થ પણ મુખ્યત્વે સ્ત્રીને વૈધવ્ય પ્રાપ્ત કરવામાં મોટો ભાગ ભજવે છે—જેમ કે વૃદ્ધ પુરુષ વાસનાઓને અંકુશમાં નહિ રાખી શકવાથી કે પુત્રપ્રાપ્તિ અર્થે નાની કન્યાને પરણીને તેના જીવનનો સર્વનાશ કરે છે. લક્ષ્મીબહેન આ લખાણોમાં આપણા સમાજનાં અનિષ્ટો પ્રત્યે તીક્ષ્ણ પ્રહારો કરે છે. એમનાં લખાણો હિંદુ સમાજની અંધારી બાજુ દેખાડે છે. બધી જ વિધવાઓ તે સમયે લાચાર કે દુઃખી કે ગરીબ હતી એવુ માની શકાય નહિ પરંતુ તે સમયના બધા જ લેખકો દુઃખી, લાચાર, સાસરિયાંનો અસહ્ય ત્રાસ સહન કરતી, કામના ઘસડબોળા નીચે દબાયેલી આર્થિક લાચારી ભોગવતી વિધવાઓ આલેખે છે એટલે એના ઉપરથી એમ તો અનુમાન કરી જ શકાય કે આવી દુઃખી વિધવાઓ તે સમયે સામાન્ય

હતી. લક્ષ્મીબહેને પોતે સમાજ તેમ જ સગાસંબંધીઓ તરફથી એટલું તો દુઃખ સહન કર્યું હતુ કે સ્વાભાવિક રીતે તે એમ જ માને કે બધી જ વિધવાઓ દુઃખી જ હોય. પરંતુ બધા જ લેખકો ઓગણીસમી તેમ જ વીસમી સદીના પહેલા ભાગની જે વિધવાનું ચિત્ર આપણી આગળ રજૂ કરે છે તે મનોહર તો નથી જ. ભાગનમા ૮૫ ટકા જ્ઞાતિઓમા કા તો કન્યાવિક્રય કે કા તો વરવિક્રયનો રિવાજ હોય છે જ.

જ્ઞાતિના જડ રિવાજો, અર્થહીન પ્રણાલિકાઓ, પ્રાચીન અર્થહીન રુઢિઓ, બાર વર્ષની વયની પહેલા કન્યાને પરણાવી દેવાની શાસ્ત્રાજ્ઞાને ચુસ્તપણે વળગી રહેવાની મનોવૃત્તિ, વગેરે અનિષ્ટો લગ્નમા કારણરૂપ બનતા ને આવા કારણોને લઈને જ લગ્નો થતા. વરકન્યાની યોગ્યતાનો વિચાર કરવાનો કોઈ પણ લગ્નમા અવકાશ નહોતો. સ્ત્રીનુ મરણપ્રમાણ ઘણુ મોટું હોઈ કોઈ પણ પુરુષ પાચમી કે છઠ્ઠી વાર લગ્ન કરતો તો તેમા કોઈને આશ્ચર્ય ન લાગતુ. બાળવિધવાના ભોળપણનો લાભ લઈ તેમ જ તેની જાતીય ઇચ્છાઓ પરના સંયમના અભાવનો લાભ લઈ તેને ફસાવનાર એક બહોળો પુરુષ વર્ગ તૈયાર રહેતો જેમા સાસરાના કુટુંબના પુરુષોનો સમાવેશ થતો જે ગોવર્ધનરામના "સરસ્વતીચંદ્ર"-માથી આપણને ખબર પડે છે. આને લઈને ગર્ભહત્યા ને બાળહત્યા અસામાન્ય નહોતા.

આજે તે સમય કરતા શિક્ષણ—કન્યાઓ માટેનુ—વધ્યુ છે, કન્યાની લગ્નવય વધી છે, વૃદ્ધલગ્નો તેમ જ બહુપત્નીત્વનો રિવાજ, બાળલગ્નો વગેરે શહેરોમા ઓછા થયા છે, સ્ત્રીનુ મરણપ્રમાણ ઘટયું છે, પુરુષો પણ અમુક અંશે સંયમી થયા છે, અને તેથી વૃદ્ધલગ્નો ઘટયા છે, અને વિધવાની સલામતી વધી છે.

પરંતુ તે સાથે એ પણ ન ભૂલવુ જોઈએ કે સમાજસુધારામા આપણા સુધારક લેખકોએ ઘણો મોટો ભાગ ભજવ્યો છે અને

ઓગણીસમી અને વીસમી સદીના લેખકોએ વિધવાની સ્થિતિ સુધારવામાં પોતાનાં જુસ્સાદાર લખાણોથી ઘણો મોટો ફાળો આપ્યો છે. દુર્ભાગ્યે હવે સુધારક લખાણો લખનાર ઓછા થતા જાય છે, અને લોકપ્રિય થવા લેખકો પણ રૂઢિચુસ્ત માનસને પ્રિય લાગે એવાં જ લખાણો લખે છે. પરિણામે સામાજિક સુધારામાં ઘણો મોટો ભાગ ભજવનાર "લેખકની કલમ" આજે પાછળ રહી ગઈ છે, અને મોટા ભાગનો લેખકવર્ગ અમુક અંશે પોતાનુ કર્તવ્ય ચૂક્યો છે એમ કહીએ તો અનુચિત નહિ ગણાય. આપણે આશા રાખીશું કે લેખકવર્ગમાં સામાજિક સુધારાની આવશ્યકતાનું ભાન જાગૃત થાય અને લેખન માત્ર મનોરંજન માટે છે એ માન્યતાને બદલે લેખન ને સાહિત્ય મનોરંજન ઉપરાંત સામાજિક સુધારા પ્રત્યે અંગુલિનિર્દેશ કરે અને સમાજ સુધારવામાં મહત્ત્વનો ફાળો આપે એ માન્યતા પુનર્જન્મ પામે એમ ઇચ્છીશું.

૬

# દોઢસો વર્ષ પરના ગૂજરાતના લગ્નના અને વિધવાવિવાહના રીતરિવાજો

આજથી આશરે દોઢસો વર્ષ પર શ્રી બોનડેલ નામના અંગ્રેજ અમલદારે ગૂજરાતી સમાજના લગ્ન, લેવડદેવડ અને વૈધવ્ય અંગેના રીતરિવાજો પર માહિતી એકઠી કરીને પુસ્તક છપાવ્યુ હતુ તે પરથી નીચેનુ લખાણ તારવી કાઢયુ છે વિધવા વિવાહ ઘણી જ્ઞાતિઓમા તે સમયે પ્રચલિત હતો પણ પછીથી ઉચ્ચ જ્ઞાતિઓની દૃષ્ટિમા પોતાને ઉચ્ચ ગણાવવા ખાતર કેટલીક ઊતરતી જ્ઞાતિઓએ વિધવા વિવાહની પ્રથા તજી દીધી હતી

આજથી દોઢસો વર્ષ પર એકસો ને નીમ ગૂજરાતી જ્ઞાતિઓ ને પેટાજ્ઞાતિઓમા વિધવા વિવાહ પ્રચલિત હતો તપોધન બ્રાહ્મણ, તપોધન ખભાતી શાહીવાળા બ્રાહ્મણ, લુહાણા ભાટિયા પહેલી ને બીજી તડ, વ્હાવા ભાટિયા, નાતનવાળા સૂરતી બ્રહ્મક્ષત્રિય, કડવા કણબી ઓરપાડના ને સૂરતના, દક્ષણી કણબી, તળપદા અમદાવાદી કસાર ને સૂરતી કસારા, ભાવસારમા સૂરતી છીપા, સૂરતી શ્રાવક, અમદાવાદી શ્રાવક, સોનીમા દમણિયા અને શ્રીમાળી નાતરિયા અમદાવાદી, સુતારમા સોરઠિયા, ગુજ્જર-તળપદા-સૂરતી, ગુજ્જર અમદાવાદી, પરદેશી ખત્રી, પચોળી, પચોળી ચાપાનેરિયા અમદાવાદી, અને ટકશાળી ઘાચીમા ઓરપાડના, મોઢ-શીતપુર-સૂરતી, મોઢ પટ્ટણી, મોઢ સૂરતી, મોઢ અમદાવાદી, મોઢ ચાપાનેરિયા લુહારમા અમદાવાદી, ખભાતી, સૂરતી, ભાવનગરી અને ગુજ્જર ગલાળબસી, ને ગુંદેનખડી હજામમા સૂરતના

વિ ૫

કાનમિયા, કડીના પટ્ટણી, ગૂજગતી, લિમચિયા, અમદાવાદી, મહે સુગ્યિા સૂરતી લિમચિના, ખાનદેશી મગડા, ઓગપાડના લિમચિયા ને મહેસુગ્યિા દગજીમા સૂરતી, અમદાવાદી, ઓગપાડના તેમજ ખભાતી માળીમા મોગરેલિયા, ગુલફરોસ, સોરઠિયા કંદોઈમા સૂરતી, કુભાગ્મા ગૂજગતી, સૂરતી લાડ, ઓગપાડના, અમદાવાદી ધોબીમા ગવતિયા સૂરતી, પગદેશી છુદેલિયા, આહીર ખાનદેશી કડિયામા સૂરતી, ઈડરિયા, અમદાવાદી, મારવાડી રજપૂત, ગોલાગણા ખત્રીમા વણુકગ અમદાવાદી, સૂરતી વણુકર, ફગસગામી, ખભાતી, ગણુદેવીગગ સૂરતના ગજપૂતમા ડબગગ, શાબળા ગામના જાદવવશી, ઓગપાડના મારુ, ગૂજગતી, પાદરા ભાગોળિયા, સાગરિયા સૂગતી સલાટમા સોમપુરી. કાછિયામા સૂરતી ક્ષનિયવશી, સૂરતી કણુબી, અમદાવાદી કણુબી કોળીમા તળપદા ઓગપાડના, તળપદા સૂરતી, માળાી ભગત હાકોગ્મા ડાગી પગદેશી પહેલી ને બીજી તડ તે ઉપરાત મોઢ ચમાગ, દક્ષણી નામદેવ, ગાધર્વ, ઓગપાડના ભાટ, કાયસ્થ વાસુદેવજી ભાડભુજા, ભગ્વાડ ઓરપાડના, મરેઠી ખાનદેશી દક્ષણી નિલોણી, પરદેશી આલિયા સૂરતી વાસફોડા, સૂરતી પખાલી, વાઘરી, પુગબિયા, બખસરિયા, પેટીગગ ન્યાતની એક તડ, નાગગ બધારા, પરદેશી બખસગ્યિા, પગદેશી લોઢા દાકોગ, પગદેશી વણુકગ, પરદેશી શ્રીબાસ્તાન, ભડારી, ખભાતી, ધમના ગવળિયામા ગજભગ, સૂરતી પાટીવાળા, ચરોતરિયા, ગૂજરાતી, પગદેશી કામળાવાળા ગોદડિયા પચોળી સૂરતી નાત તડ છઠ્ઠી, ગુડિયા ગ્માછી, ખારવા ઓગપાડના, દુબળા ઓરપાડના, સીકલીગર, સૂરતી મોચી, ખભાતી કડિયા મોચી, અમદાવાદી મોચી, પરદેશી મોચી, ઓગપાડના મોચી, પોમલા, સૂરતી ટીમળિયા ખાલપામા પટ્ટણી, ખભાતી, ઓરપાડના ઢેડામા ગારુડા, સૂરતી તળપદા, અમદાવાદી, ઓરપાડના. હલાલખોર, કાળદાસિયા

આ બધી જ્ઞાતિઓને શ્રી બોરાહેલે લગ્ન, વિધવા પુનર્લગ્ન, મરણુ

વગેરે પ્રસંગો વિષે અમુક પ્રશ્નો પૂછીને માહિતી એકઠી કરી હતી. આમાથી આપણને દોઢસો વર્ષ પરના ગૂજરાતી સમાજનું ચિત્ર મળે છે.

કડવા કણબીમા લગ્નની મોસમ બાર વર્ષે એક જ વાર આવતી. તે સિવાયની જ્ઞાતિઓમા કન્યાને બાર વર્ષની વયની અંદર પરણાવી દેવામા આવતી. નીચી જ્ઞાતિઓમા કન્યાની લગ્નવય ઊંચી જ્ઞાતિઓ કરતા મોટી રહેતી.

આ સમયે પલ્લાનો રિવાજ હતો. પલ્લું એટલે સ્ત્રીધન. તેના પર પત્નીનો પૂરેપૂરો અધિકાર ગણાય. વિધવાને તે કામ લાગે એ પલ્લાનો મુખ્ય હેતુ છે. તે અર્થે પલ્લુ કન્યાને લગ્નસમયે આપવામાં આવે છે, પણ વ્યવહારમા તે સમયે દરેક સ્ત્રી માટે આમાથી ભરણપોષણ કરવું શકય નહોતું. કોઈ કોઈ જ્ઞાતિઓમા પલ્લાની રકમ માત્ર પાચ રૂપિયા રહેતી જેમાથી વિધવા માટે ભરણપોષણ અશકય રહેતું.

વડનગરા નાગર, કડવા કણબી અને અમદાવાદી ટેડામા વિધવાને પલ્લાની રકમમાથી ભરણપોષણ કરવું પડતુ. તપોધન બ્રાહ્મણ, બ્રહ્મ-ક્ષત્રિય અને દૂબળા જ્ઞાતિઓમા વિધવા પોતે કમાઈ ના શકે તો જ પલ્લાના ઘરેણા વેચી શકતી. દશા શ્રીમાળી વાણિયામા પતિની મરણોત્તર ક્રિયાનો ખરચ બાજુ રાખીને જ વિધવા પલ્લામાથી ગુજરાન કરી શકતી. આથી પલ્લામાથી કાંઈ બચતું નહિ. વળી કોઈ કોઈ જ્ઞાતિઓમા પતિનો વારસ વિધવાને પોષવાની સાફ ના પાડે તો જ તે પલ્લું વાપરી શકતી. કોઈ પણ જ્ઞાતિ એટલું પલ્લું આપતી નહિ કે નાનપણમા પતિ મૃત્યુ પામે તો વિધવા પલ્લામાથી પોતાનું ગુજરાન ચલાવી શકે.

સંયુક્ત કુટુંબમા રહીને કમાતા કોઈ પણ પુરુષની વિધવાને તે સમયે પોતાના પતિની સ્વોપાર્જિત સંપત્તિ પર અધિકાર હતો નહિ.

કોઈકોઈ જ્ઞાતિમાં સાસરિયા પોષતાં તો કોઈમાં રહેવા માત્ર ઘર મળતું. માત્ર ખંભાતી દરજીમાં જ એવો રિવાજ હતો કે વિધવાને જો સાસરિયાં સાથે ન બનતું તો મર્યાદિત અધિકાર સાથે પતિની સંપત્તિનો અડધો ભાગ મળતો. પરંતુ આમાંથી ઘણીખરી જ્ઞાતિઓ ગરીબ હોઈ સંપત્તિનો પ્રશ્ન બહુ ઉપસ્થિત થતો નહિ–સિવાય કે જૈન ને વૈષ્ણવમાં.

આ સમયે વિધવાને જે ખાધાખોરાકી ને કપડાંલત્તાં આપવામાં આવતા તેને "માથા ઓળવો" કહેવામાં આવતું. જે જ્ઞાતિઓ પુનર્લગ્નની છૂટ આપતી તે "માથા ઓળવો" ન આપતી. પણ દરેક વિધવા કાંઈ ફરી પરણી જ શકે એવું શક્ય ન હોવાથી ઘણી વાર વિધવા "માથા ઓળવો" વિના કષ્ટમય જીવન ગુજારતી. મોટી વયની, બાળકોવાળી કે જેને કોઈ પરણવા તૈયાર ન થતું હોય એવી, કે જેને પુનર્લગ્નની ઇચ્છા ન હોય એવી વિધવા "માથા ઓળવો" વિના દુઃખ ભોગવતી.

વિધવા પુનર્લગ્ન તે સમયે નીચી જ્ઞાતિઓમાં સામાન્ય હતું, પરંતુ બધી જ જ્ઞાતિઓમાં પુનર્લગ્ન વખતે પહેલા વરની સંપત્તિ અને પલ્લું, વિધવાએ પહેલા વરના વારસને પાછું આપવું પડતું. કોઈ કોઈ જ્ઞાતિઓમાં પુનર્લગ્ન માટે પહેલા વરના વારસની રજા લેવી પડતી.

વિધવાનાં પહેલીવારનાં બાળકોનો પ્રશ્ન લગભગ બધી જ જ્ઞાતિઓએ ઉકેલ્યો હતો. છોકરાં પુનર્લગ્ન વખતે નાનાં હોય તો મા સાથે જતાં ને મોટાં હોય તો બાપનાં સગાં સાથે રહેતાં. કોઈક જ્ઞાતિઓ છોકરાંને પોતાને પસંદગી આપતી.

દરેક પરણવા ઇચ્છતી વિધવા માટે પરણવું સહેલું નહોતું. ઘણીખરી જ્ઞાતિઓમાં વિધવાને કુંવારા પુરુષ સાથે પરણવાની છૂટ ન હતી, કારણ એવી વહેમી માન્યતા પ્રચલિત હતી કે કુંવારો પુરુષ વિધવાને પરણે તો થોડા સમયમાં જ પોતે જ વિધુર થાય. આથી જે જ્ઞાતિઓ

કુંવારા પુરુષને આ છૂટ ન આપતી તે વિધવા સાથેના લગ્ન પહેલાં કુંવારા પુરુષને શીમળાના ઝાડ સાથે પરણાવતી. કોઈક જ્ઞાતિમાં કુંવારી કન્યા સાથે લગ્ન કરવાના પૈસા ન હોય તો જ કુંવારો પુરુષ વિધવા સાથે પરણી શકતો તો કોઈક જ્ઞાતિમાં વળી દંડ ભરીને પરણી શકતો.

તે સમયના વિધવા પુનર્લગ્નના કેટલાક વિચિત્ર રિવાજો હવે તો આપણને જોવા પણ ન મળે. સૂરતની ખત્રી વણકર જ્ઞાતિમાં વિધવાને પુનર્લગ્ન કરવા માટે પહેલા પતિના વારસની રજાની જરૂર નહોતી રહેતી પણ વર શોધી આપનાર ગોર એક રૂપિયો ને સવા શેર પતાસાં વર પાસેથી લઈ જઈને વિધવાને આપતો. આ વિધવાના બીજા લગ્ન પર સહીસિક્કો પાકા બરોબર ગણાતું. વિધવાના બાપને કે વાલીને પુનર્લગ્ન વખતે રૂા. ૧૨–૧૨–૦ મળતા પણ તે ખર્ચ પેટે રૂા. ૫૧ માગી શકતો. તે ઉપરાંત લગ્ન કરતી વખતે વિધવાને પોતાના પહેલા લગ્નનું પલ્લું જો પહેલા લગ્નની દીકરી હોય તો તેને આપી દેવું પડતું. ખત્રી વણકરમાં સૂરતની વિધવાને પરણનાર વરને વિધવાના બાપનું ઘર જે શેરીમાં હોય તે શેરીના બધા નાતિલાઓ વચ્ચે રૂા. ૪-૮-૦ વહેંચવા પડતા, રૂા. ૨–૮–૦ વિધવા પોતે રહેતી હોય તે આખા મહોલ્લાના બધા નાતિલાઓ વચ્ચે વહેંચવા પડતા. એ મહોલ્લાના વડાને ૧ રૂા. આપવો પડતો અને ૧ રૂા. મહોલ્લાના બધા વૃદ્ધો વચ્ચે વહેંચવો પડતો. જો વર મુંબાઈ, વલસાડ, ચીખલી, ગણદેવી, નવસારી, વડોદરા, દમણ, અમદાવાદ કે ખંભાતનો હોય અથવા સૂરતમાં રહેતો હોય પણ ખંભાત. અમદાવાદ કે ચેવલીનો હોય પણ સૂરતની વિધવાને પરણવા માગતો હોય તો તેને સૂરતની નાતના પંચને ૧૩ રૂા. આપવા પડતા. જો વર બારડોલી, ધાલા, કે માંડવીનો હોય તો સૂરતની નાતના પંચને રૂા. ૧૭-૮-૦ આપવા પડતા. જો વર સૂરતનો હોય અને અમદાવાદ, ખંભાત કે ચેવલી સિવાય બીજા ગામની વિધવાને પરણતો હોય તોએ બધાં ગામોના વર સૂરતની વિધવાને આપે તે કરતાં ૧ રૂા. ઓછો આપતો..

૧૯૨૯ના બાળલગ્ન પ્રતિબંધક કાયદા પહેલાં કડવા કણબીમાં જ્ઞા એક વિચિત્ર રિવાજ હતો. આ જ્ઞાતિમાં લગ્નની મોસમ દર બા વર્ષે જ આવતી. તે વર્ષે તરતના જન્મેલાથી માંડીને બાર વ સુધીના બધા જ બાળકોને પરણાવી દેવામા આવતાં. જો કોઈ કન્યા માટે યોગ્ય વર ન મળતો તો તેને ફૂલના દડા સાથે કે માટીના ઘડ સાથે પરણાવવામા આવતી. પછી તે દડો કે ઘડો કૂવામાં નાખી દેવામા આવતો. આ પછી તે કન્યા વિધવા ગણાતી. વિધવા-વિવાહની કણબીઓમા છૂટ હતી ને તે માટે મુકરર કરેલી મોસમની જરૂર ન હતી. આથી જ્યારે પણ યોગ્ય વર મળતો ત્યારે આ કન્યાને પરણાવી દેવામાં આવતી.

જ્યારે શ્રી બોગડેલે આ બધી માહિતી એકઠી કરી ત્યારે માત્ર સુરતમાં જ બસોને સાત જ્ઞાતિઓ એવી હતી કે જે અંદર અંદર લગ્ન ન કરતી. ભાણે ખપતી પણ લગ્નમાં આપલે ન રાખતી પેટા-જ્ઞાતિઓ આ જ્ઞાતિઓમાથી કાઢીને સરવાળો કરવામાં આવ્યો તો આંકડો વધીને ત્રણસોને પચાસ પર પહોંચ્યો.

આમ આપણને એક અંગ્રેજ અમલદારના શ્રમને લઈને દોઢસો વર્ષ ઉપરના ગૂજરાતના રીતરિવાજોનો ખ્યાલ આવે છે.

શ્રી. બોગડેલ પછી લગભગ સો વર્ષ પછી (૧૯૨૦માં) શ્રી. આર. ઈ. એન્થોવન નામના અંગ્રેજ અમલદારે મુંબાઈની જ્ઞાતિઓ અને જાતિઓ પર વિગતવાર માહિતી એકઠી કરી. એ માહિતી ભેગી કરીને તેમણે પુસ્તક છપાવ્યું છે. આ પુસ્તકમાં મરણપરણના, વિધવા પુનર્લગ્નના વગેરે રિવાજો છે પણ આ બે સદીઓ વચ્ચે સરખામણી સહેલી નથી કારણ કે બન્ને અમલદારોનાં પુસ્તકો જુદા જુદા દૃષ્ટિબિન્દુએ લખાયાં છે, પણ જ્યાં સરખામણી શક્ય છે ત્યાં કરવાનો પ્રયત્ન અત્રે કરવામાં આવ્યો છે.

શ્રી. બોગડેલના પુસ્તકમાથી જે ગૂજરાતી જ્ઞાતિઓ મે લીધી હતી તે જ અહી શ્રી એન્થોવનના પુસ્તકમાથી મે લીધી છે. (લગભગ વીસમી સદીની શરૂઆતમા)

**બ્રાહ્મણ જ્ઞાતિ :**—ગૂજરાતી બ્રાહ્મણોમા નાગરો કે જેમની કન્યાઓ કવચિત્ જ તેર વર્ષની થાય તે પહેલા પરણાવવામા આવે છે, તે બાદ કરતા સાધારણ રીતે વરની વય ગમે તેટલી હોય પણ કન્યાને સાતથી અગિયાર વર્ષની વયે પરણાવવામા આવે છે અમુક ઊતરતા કુળના કે ભ્રષ્ટ કે બહિષ્કૃત જ્ઞાતિના બ્રાહ્મણો સિવાય કોઈ જ્ઞાતિમા વિધવા પુનર્લગ્નની છૂટ નથી વરને પહેરામણી મળે છે. વાગડ અને કચ્છમા હરીકામ થયેલા અમુક કુટુબો સિવાય ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ જ્ઞાતિમા વિધવા વિવાહની છૂટ નથી. તપોધનમા આ છૂટ છે

**વાણિયા :**—(૧) મેશરી, (૨) શ્રાવક. મેશરી–વૈષ્ણવ અને શ્રાવક–જૈન હોય છે. કન્યાને સાતથી અગિયાર વર્ષની વયે પરણાવવામા આવે છે. કપોળમા કન્યાની વય કવચિત્ સોળ સુધી પહોચે છે ને હુમડ ને ઓસવાળ જૈનમા વીસથી પચીસ સુધી પણ પહોચે છે મેશરીમા વર-પક્ષને પહેરામણી મળે છે કન્યાને વર તરફથી ૨૫ થી ૧૦૦ રૂ ના ઘરેણા પલ્લા પેટે મળે છે. કચ્છના ઓસવાળમા લેતા અને પાચા તરીકે ઓળખાતા જૈનો સિવાય બીજી જ્ઞાતિઓમા વિધવા વિવાહની છૂટ નથી.

**બ્રહ્મક્ષત્રી :**—(૧) બ્રહ્મક્ષત્રી, (૨) ચૂડગર, (૩) દખણી, (૪) નાતગવાળા, (૫) દસા, (૬) પાચા. માત્ર નાતગવાળામા વિધવા વિવાહની છૂટ છે

**રજપૂત :**—જાડેજામા કન્યાને મારી નાખવાનો રિવાજ હદ બહાર વધી ગયો છે કન્યાને બહુ નાની વયે નથી પરણાવતા વરની વય જોવાનો રિવાજ ન હોવાથી કોઈ વાર વર કન્યા કરતા ખૂબ જ મોટો તો કોઈવાર કન્યાથી ખૂબ જ નાનો હોય છે. ખાડા લગ્નનો રિવાજ છે

જેમાં વરને બદલે દાસી પાલખીમાં ખાંડું (તરવાર) અને શ્રીફળ લઈને કન્યાને ઘેર જાય. કન્યા આ ખાંડા સાથે લગ્ન કરે. રજપૂતોમાં પહેરામણી ખૂબ જ મોટી આપવી પડે છે. કન્યાનો બાપ ભાટચારણને પણ જાનમા આવ્યા હોય તો પુષ્કળ નાણાં આપે ને જાનમાં વસ્ત્ર-વહેંચણી કરે. ડાગ, કરાડીઆ ને પાધરામા વિધવા વિવાહની છૂટ હોવાથી તે ભ્રષ્ટ જ્ઞાતિઓ ગણાય છે.

**કણબી :**—લગ્નો બાળવયમાં થાય છે. કુળિયાને ખૂબ પહેરામણી મળે જ્યારે અકુળિયાને સામેથી કન્યાને ૫૦૦ કે ૧૦૦૦ રૂ. આપવા પડે છે. પાટીદારો કન્યાને અગિયાર વર્ષની થાય તે પહેલાં પરણાવી દે છે. વિધવા પુનર્લગ્નની છૂટ છે પણ શ્રીમન્તો કરતા નથી. ખંભાતના લેઉઆ, કડવા ને પટણીમાં વિધવા દિયરવટું કરે છે. વિધવાનાં માબાપને વર તરફથી ૨૫ થી ૭૫ રૂા. મળે છે. ક્વચિત્ વિધવાને ઘરેણાં પણ મળે છે. કોઈ નાણાં આપ્યા સિવાય પણ વિધવા સાથે પરણી શકાય છે.

નાતરું રવિ, મંગળ કે ગુરુવારે જ થાય. હંમેશ રાતે જ થાય. વરનાં પાંચ સગાં વિધવાને તેડવા આવે. વિધિ નહિ જેવો હોય છે. વરકન્યા સામસામે બેસે ને વચ્ચે એક માટીના વાસણમાં દેવતા હોય જેમાં ઘી રેડવામાં આવે. બન્ને જણને એકીસાથે વાસણમાં જોવાનું કહેવામાં આવે છે. આમ કરવાથી બન્નેનાં માથાં અડકે છે ને વિધિ પૂરો થયો ગણાય છે. કોઈક જ ઠેકાણે ગણપતિ પૂજાય છે ને તે પછી વિધવા ભાવિ પતિએ આપેલી બંગડીઓ પહેરે છે. કોઈક ઠેકાણે વિધવા નવી સાડી પહેરીને માથે પિત્તળના ઘડામાં પાણી ભરીને ભાવિ પતિના ઘરમાં પ્રવેશ કરે છે. કોઈક ગામોમાં બ્રાહ્મણ ગોર આવીને વરકન્યાના જમણા હાથે લાલ દોરા બાંધે છે.

**સોની :**—પુત્રને વીસ વર્ષ પહેલાં ને પુત્રીને દસ ને બાર વર્ષની

વયની વચ્ચે પરણાવવામા આવે છે મારૂ, પરજિયા અને ચરોતરિયા શ્રીમાળીમા વિધવા વિવાહની છૂટ છે, તેમ જ બહુપત્નીત્વની પણ દિયરવટુ કરવાની બધી છે

**સુતાર :**—(૧) આહીર, (૨) ગુજર, (૩) મારવાડી, (૪) મેવાડા, (૫) પચોળી, (૬) વૈશા દીકરાને સોળ વર્ષ પહેલા ને દીકરીને અગિયાર વર્ષ પહેલા પરણાવવી પડે છે વૈશામા વિધવા વિવાહની ને છૂટાછેડાની બધી છે પણ માત્ર ઉત્તર ગુજરાતના વૈશામા જ મેવાડામા પણ બધી છે આ સિવાય બધામા આ રિવાજની તેમ જ છૂટાછેડાની છૂટ છે કુવારો પુરુષ વિધવાને ન પરણી શકે

**દરજી :**—કન્યાની વય અગિયાર ને ચૌદ વર્ષની ને વરની બારથી વીસ વર્ષની હોય છે ખેડાના અમુક વિભાગો બાદ કરતા વિધવા વિવાહની છૂટ છે અમદાવાદ અને કચ્છ સિવાય બધે વિધવાને દિયરવટુ કરવાની છૂટ છે નાતરું જ્ઞાતિના થોડા માણસો સામે એક ઓરડામા થાય છે બ્રાહ્મણ ગોર વર ને કન્યાને કપાળે ચાલ્લા કરે પછી હસ્તમેળાપ કરાવીને એક વાસણમા બન્ને ને મિષ્ટાન્ન આપે છે જે બન્ને એકબીજાને ખવડાવે છે અ દર દીવો મૂકેલા વાસણમા સામે જોતા બેના માથા અડકે છે ને વિધિ પૂરો થાય છે નાત જમાડવામા આવે છે

**દૂબળા** —વરની વય દસથી વીસ વર્ષની ને કન્યાની વય દસથી અઢાર વર્ષની હોય છે વર જો કન્યાને લગ્નવખતે અમુક પૈસા કે ઘરેણા ન આપી શકે તો કન્યાના બાપને ઘેર અમુક વર્ષો સુધી કામ કરે વરનો બાપ કન્યાના બાપને પદરથી વીસ રૂ આપે આને "દેજ" કહે છે કોઈ વાર દેજમા અનાજ આપવામા આવે છે ખાડલિયો એટલે ઘરજમાઈ વિધવા વિવાહની છૂટ છે નાતરું રવિ, મગળ કે ગુરુવારે થઈ શકે વિધવા વિવાહની વિચિત્રતા એ છે કે આ વિવાહવિધિ પુનર્લગ્ન કરેલી વિધવા જ કરી શકે નીચી બાજઠો પર વરકન્યા બેસે

ચાર પુરુષો તેમના પર એક સફેદ ચાદર ધરે અને પુનર્લગ્ન કરેલી વિધવાઓ તેમના પર લાલ રંગેલા ચોખા નાખે એટલે વિધિ પૂરો થયો ગણાય. કોઈ વાર વિધિ જુદા પ્રકારનો હોય છે. (૧) વિધવા પતિ સામે એક મોટી ખાડણી પર ઊભી રહે અને વર અને કન્યાની બે બાજુએ ઊભેલી બે પુનર્લગ્ન કરેલી વિધવાઓ વર અને કન્યાનાં માથાં સાત વાર અડકાડે અને વરકન્યાને ચાર આના આપે. (૨) વર અને કન્યાનાં માથાં પર શ્રીફળ મૂકવામાં આવે અને બન્નેનાં માથાં અડકાડવામાં આવે એટલે વિધિ પૂરો થયો ગણાય.

કુંવારો પુરુષ શીમળાના ઝાડ સાથે "પરણે" પછી જ વિધવા સાથે પરણી શકે. કોઈક ઠેકાણે વળી એવો રિવાજ છે કે શીમળાનું ઝાડ તે કુંવારા પુરુષના ગામનું ના હોવું જોઈએ.

**વાઘરી** :—પુત્ર ને પુત્રી બન્નેની લગ્નવય બાર વર્ષની છે. વિધવા-વિવાહની છૂટ છે. વિધવાને દિયરવટું કરવાની છૂટ છે. નાતરું રવિ, મંગળ ને ગુરવારે જ કરી શકાય. વિધવાને વર બે સાલ્લા આપે. વરકન્યા બાજુ બાજુમાં બેસે. એક થાળીમાં ઘીનો દીવો કરીને તેની પાસે ગોળ મૂકીને તે થાળી વરકન્યા પાસે મૂકવામાં આવે. વરકન્યાના ખોબા પાંચ વખત ચોખાથી ભરવામાં આવે અને એમને ચાંલ્લા કરીને એમની આસપાસ લાલ દોરો બાંધવામાં આવે, અને ગોળ ખવડાવવામાં આવે એટલે વિધિ પૂરો થયો ગણાય. વિધવાનો વર વિધવાના બાપને ૧૨ થી ૨૦ રૂ. આપે અને જો કુંવારો હોય તો ૧ થી ૨૦ રૂ. આ રકમ પર વધારે આપવા પડે.

**માછી** :—છોકરીને દસ ને છોકરાને બાર વર્ષ પછી પરણાવવામાં આવે છે. વિધવા-વિવાહની છૂટ છે. વિધવાથી દિયરવટું કરી શકાય. વિધવા-વિવાહ માટે જ્ઞાતિની રજા જોઈએ. નાતરું રવિ, મંગળ કે ગુરુવારે જ થાય. નાતરા વખતે વરકન્યા, અને એક પુનર્લગ્ન કરેલી વિધવા;

એગ્લા હાજર હોવા જોઈએ  કન્યા વરને દારૂ અથવા ખાવાનુ આપે ને એ જ પ્રમાણે વર પાસેથી સ્વીકારે  વરકન્યાનો હસ્તમેળાપ થાય ને વિધિ પૂરો થયો ગણાય  કોઈક જિલ્લાઓમા હસ્તમેળાપને બદલે એના માથા અડકાડવામા આવે છે અથવા બન્નેના માથાને શ્રીફળ અડકાડવામા આવે છે  કુવારો પુરુષ પહેલા શીમળાના ઝાડને પરણે પછી જ વિધવા સાથે પરણી શકે

ઢેડા :—છોકરી સોળ ને છોકરો પચીસ વર્ષનો થાય તે પહેલા પરણાવવામા આવે છે  વિધવા વિવાહની છૂટ છે  વિધવાથી દિયરવટુ કરી શકાય

શ્રી એન્થોવને ૧૯૨૦મા જે જે ગુજરાતી જ્ઞાતિઓમા વિધવા વિવાહની છૂટ હતી તે નીચે પ્રમાણે ગણાવી છે —

| જ્ઞાતિ | વિધવા-વિવાહની છૂટ | વિધવાને દિયરવટું કરવાની છૂટ |
|---|---|---|
| આહીર | છે | છે |
| બજાણિયા | છે | છે |
| બધારા કે ગલિયારા | છે | છે |
| બાવચા | છે | છે |
| ભાડભૂજા | છે | છે |
| ભગી | છે | છે |
| ભરથરી | છે | છે |
| ભરવાડ | છે | દિયરવટુ પસદ કરવામા આવે છે |
| ભાટ | બ્રહ્મભાટ સિવાય બધામા છે – | નથી |
| ભવૈયા | છે | નથી |

| જ્ઞાતિ | વિધવા-વિવાહની છૂટ | વિધવાને દિયર-વટું કરવાની છૂટ |
|---|---|---|
| ભાવસાર | છે | નથી |
| ભીલ | વિધવા-વિવાહ અયોગ્ય ગણાતો હોવાથી એક પ્રકારના અપહરણનું સ્વરૂપ લે છે. પુનર્લગ્ન પછી વરકન્યા સૂર્યોદય પહેલાં ગામ છોડી દઈને એકાંત જગાએ જાય તે સૂર્યાસ્ત પછી જ પાછાં આવી શકે. પાછાં આવીને વરકન્યાના મિત્રો અને જ્ઞાતિના વડાને કાંઈક ભેટ આપે પછી જ બન્નેને નાતિમાં પાછાં સ્વીકારવામાં આવે છે. | નથી |
| ભીસ્તી | નાતના પંચની રજા સિવાય ના થઈ શકે. | છે |
| નાતરાવાળા બ્રહ્મક્ષત્રી | છે | નથી |
| ભોઈ | છે | છે |
| ચાગડ, કચ્છમાં વસેલી એક બ્રાહ્મણ જ્ઞાતિ | છે | નથી |
| ભોજક બ્રાહ્મણ | છે | નથી |
| ગારૂડા બ્રાહ્મણ | છે | નથી |

| જ્ઞાતિ | વિધવા-વિવાહની છૂટ | વિધવાને દિયરવટું કરવાની છૂટ |
|---|---|---|
| પરજિયા બ્રાહ્મણ | છે | નથી |
| સિંધવા સારસ્વત બ્રાહ્મણમાં ચાર પેટા જ્ઞાતિ છે: (૧) કચ્છી, (૨) હાલાઈ, (૩) ઘોઘારી, (૪) ભરૂચી, સિંધવા સારસ્વત | તેમાં ભરૂચી સારસ્વત સિવાય બધામાં છૂટ છે પણ સારું ગણાતું નથી. | નથી |
| તપોધન બ્રાહ્મણ | છૂટ છે | નથી |
| ચામડા | છે | નથી |
| ચારણ | કાછેલા, તમ્બેલ, ગુર્જરને સોરઠીમાં છૂટ છે. મારૂમાં નથી. | નથી |
| ચોધરા | છે | નથી |
| દરજી | ખેડાના અમુક ભાગના દરજી સિવાય બધામાં છૂટ છે. | નથી |
| દેપાળા | છે | નથી |
| ઢેડા | છે | છે |
| ધોબી | છે | છે |
| ધોડિયા | છે | છે |
| દૂબળા | છે | છે |
| ગદી | છે | છે |

| જ્ઞાતિ | વિધવા-વિવાહની છૂટ | વિધવાને દિયર-વટું કરવાની છૂટ |
|---|---|---|
| ગંધારિયા | છે | નથી |
| ગારૂડી | છે | છે |
| ઘાચી | છે | છે |
| ગોલા | છે | છે |
| હાટી | છે | છે |
| કાછિયા | છે | છે |
| કણબી | છે | લેઉઆમાં અકુળિયા અને કડવા કણબી તેમ જ ખંભાતી પટ્ણીમાં છે. બીજામાં નથી. |
| મોમના કણબી | છે | નથી |
| પીરાણા મતિયા કણબી | છે | નથી |
| કાઠી | છે | છે |
| ખાલપા | છે | છે |
| ખાંટ | છે | છે |
| ખારવા | છે | છે |
| ખત્રી (વણકર) | છે | છે |
| ખવાસ | છે | નથી |
| કોળી | છે | દિયરવટું સામાન્ય છે. |
| કોંકણા | છે | છે |
| કુંભાર | છે | માત્ર સોરઠી કુંભારોમાં જ છૂટ છે. |
| લડક | છે | છે |

| જ્ઞાતિ | વિધવા-વિવાહની છૂટ | વિધવાને દિયર-વટું કરવાની છૂટ |
|---|---|---|
| લોઢા | છે | નથી |
| લોહાણા | અમુક ઉચ્ચ ગણાતી પેટા જ્ઞાતિઓ સિવાય બધામાં છૂટ છે. | નથી |
| લુહાર | કચ્છી લુહાર સિવાય બધામાં છૂટ છે. | સાધારણ રીતે નથી થતું. |
| માછી | છે | છે |
| મહિયા | છે | સંતતિ ના હોય કે પતિની મિલ્કત હોય તો દિયર સાથે નિયોગ કરે. પતિનાં સગાંની રજા સિવાય પતિના કુટુંબની બહાર ના પરણી શકે. |
| માળી | છે | છે |
| માંગેલા | છે | છે |
| મેઘવાળ | છે | મેશરી મેઘવાળમાં વિધવા દિયરવટું કરે એમ આશા રાખે પણ ફરજિયાત નહિ. |
| મેર | છે | છે |
| મોચી | છે | છે |
| નાયકડા | છે | છે |
| નટ | છે | છે |
| હજામ | છે | છે |

| જ્ઞાતિ | વિધવા-વિવાહની છૂટ | વિધવાને દિયરવટું કરવાની છૂટ |
|---|---|---|
| ઓડ | છે | ગુજરાતમાં નહિ. સૌરાષ્ટ્રમાં દિયરવટું ફરજિયાત. જો વિધવા દિયરને ના પરણે તો નાતિલા જમાડવા પડે. |
| રબારી | સૂરતી સિવાય બધામાં છૂટ છે. સૂરતમાં વિધવા-વિવાહ પર પ્રતિબંધ મૂકતો નાતનો ઠરાવ છે. | સૌરાષ્ટ્રમાં સામાન્ય. |
| રજપૂત | નીચા ગણાતા ડાંગ, કરાડિયા ને પાધરામાં છૂટ | નથી |
| રાવળ | છે | છે |
| રાવત | છે | છે |
| સગર | ૧૨ની ત્રણ પેઢીના સગપણમાં વિધવા નાતરું ના કરી શકે. નાતરા માટે પંચની રજા જોઈએ. | |
| સલાટ | છે | છે |
| સથવારા | છે | છે |
| સીન્ધવા | છે | છે |
| સોની | મારૂ, પરજિયા ને ચરોતરિયા શ્રીમાળીમાં છૂટ છે. | નથી |

| જ્ઞાતિ | વિધવા-વિવાહની છૂટ | વિધવાને દિયર-વટું કરવાની છૂટ |
|---|---|---|
| સુતાર | વૈશ ને ઉત્તર ગુજરાતના મેવાડા સિવાય બધામાં છૂટ. | નથી |
| તીગ્ગર | છે | છે |
| તુરી | છે | દિયરવટુ પસંદ કરવામાં આવે છે. |
| વાઘેર | છે | નાતના વડાના કુટુંબ સિવાય બધાને છૂટ છે. |
| વાઘરી | છે | છે |
| વાણિયા | લેતા, કચ્છી ઓસવાળ, ને પાંચામા છૂટ | નથી |
| વણઝારા | છે | નથી |
| ગુજરાતી વારલી | છે | નથી |
| વીટોલના | છે | છે |
| કણબી :— ૧ આંજણા ૨ ડાંગી ૩ ગુજર ૪ કડવા ૫ લેઉઆ ૬ પટ્ણી ૭ મતિયા ૮ મોસના | લેઉઆના કુળિયા સિવાય બધામાં છૂટ | માત્ર લેઉઆના અકુળિયા, ખંભાતી પટ્ણી ને કડવામાં છૂટ. |

અહીં આપણને જણાશે કે બોગડેલના પુસ્તક પછી સો વર્ષમા જ્ઞાતિઓના રિવાજોમા થોડોઘણો ફેર પડ્યો છે ૧૯૨૦ સુધીમા લગભગ દરેક જ્ઞાતિમા કન્યાની લગ્નવય વધી છે ૧૯૨૦મા લગભગ બધી જ ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓ નીચી જ્ઞાતિઓ કરતા નાની વયે પુત્રીને પરણાવતી હતી માત્ર કપોળ વાણિયા અને હુમડ દિગમ્બર જૈન આમા અપવાદ રૂપે હતા ૧૯૨૦ સુધી બધી જ જ્ઞાતિઓમા બાળલગ્નો સામાન્ય હતા, પણ બોગડેલના સમયમા (૧૮૨૮) લગ્નની વય બાળક જન્મે ત્યારથી ગણાતી, તેને બદલે ૧૯૨૦મા કન્યા સાત, નવ કે અગિયાર વર્ષની થાય ત્યા સુધી માબાપ લગ્ન નહોતા કરતા તેમ છતા ઘણીખરી જ્ઞાતિઓમા કન્યા બાર વર્ષની થાય તે પહેલા તેને પરણાવી દેવામા આવતી આ બતાવે છે કે લોકો પર ધર્મશાસ્ત્રોની અસર કેટલી પ્રબળ હતી

**સંભવિત છે કે ૧૮૨૮ થી ૧૯૨૦ સુધીમાં કન્યાની લગ્નવય વધવાનુ કારણ સમાજસુધારકોના સતત ઉપદેશ ને શ્રમનું પરિણામ હોય. કદાચ શિક્ષણ વધવાથી પણ લોકો સમજતા થયા હોય ને કન્યાને મોડી પરણાવતા હોય.**

૧૯૨૦મા ઘણીખરી જ્ઞાતિઓમા વિધવાને દિયરવટું કરાવવાની પ્રથા હતી કોઈ કોઈ જ્ઞાતિઓ આ પ્રથા પસંદ કરતી, કોઈકમા આ આ પ્રથા વિધવા માટે ફરજિયાત હતી, તો વળી કોઈક જ્ઞાતિઓ એનો પ્રતિબંધ કરતી કોઈક જ્ઞાતિઓમા અમુક પેટાજ્ઞાતિઓ છૂટ આપતી તો વળી અમુક પેટાજ્ઞાતિઓ એની બંધી કરતી નિયોગની પ્રાચીન પ્રથાનુ દિયરવટું એક અર્વાચીન સ્વરૂપ જ ગણાય

વિધવા વિવાહના રિવાજમા પણ સો વર્ષના ગાળામા ઘણા ફેરફાર થયા ગણાય અમુક જ્ઞાતિઓ જે બોરાડેલના સમયમા (૧૮૨૮) વિધવા-વિવાહની છૂટ આપતી તે ૧૯૨૦મા બંધી કરી બેઠી ની ...

કારણ એ હતુ કે ગમે તેવી શ્રીમંત જ્ઞાતિ હોય પણ જો વિધવાવિવાહની છૂટ આપે તો ઊંચી જ્ઞાતિઓની નજરે હલકી ગણાતી એક જ જ્ઞાતિમાં-દા ત રજપૂત અથવા બ્રાહ્મણ જ્ઞાતિમા-પણ જે પેટાજ્ઞાતિઓ વિધવાવિવાહની છૂટ આપતી તે બીજી પેટાજ્ઞાતિઓની દૃષ્ટિએ હલકી ને ભ્રષ્ટ ગણાતી. આથી ઊંચી જ્ઞાતિઓની નજરે ઊંચી ગણાવા ખાતર ઘણી જ્ઞાતિઓએ વિધવાવિવાહ પર પ્રતિબંધ મૂકયો હતો-દા ત. અમદાવાદના નાતરિયા સોની, પાટીદાર વગેરે.

વિશાળ દૃષ્ટિએ જોતા ૧૯૨૦મા ૮૧ જ્ઞાતિઓ વિધવા-વિવાહની છૂટ આપતી.

લગભગ બધી જ જ્ઞાતિઓમા નાતરું રવિ કે મંગળવારે થતું. કવચિત્ ગુરુવારે થતુ. રવિ ને મંગળ માતાના વાર ગણાય છે, આથી સંભવિત છે કે માતા કોપાયમાન ના થાય માટે રવિ કે મંગળવારે નાતરું થતું. ગુજરાતમા બીજા પ્રાંતો (બંગાળ સિવાય) કરતા માતામા વધારે શ્રદ્ધા રાખવામા આવે છે, **આથી માતાના વારે વિધવા-વિવાહ કરવાનો હેતુ એ હોઈ શકે કે વિધવા પરણે એ કાંઈ ખોટું કાર્ય છે માટે તે કાર્ય કરતાં પહેલાં માતાને રીઝવીએ નહિ તો માતા કોપાયમાન થાય, એવી માન્યતા વિધવા-વિવાહની છૂટ આપતી જ્ઞાતિઓમાં હોઈ શકે.**

**વિધવા-વિવાહનો વિધિ :—**બધી જ જ્ઞાતિઓમા નાતરનો વિધિ લગભગ સરખો જ હતો વિધવા અને તેના વરના માથા અડકાડવા એ બધી જ જ્ઞાતિઓમા વિધવા વિવાહના વિધિનુ એક અનિવાર્ય અંગ હતું વિધવા વિવાહ માટે ચોરીની આવશ્યક્તા કોઈ પણ જ્ઞાતિમા ન ગણાતી ઘણીખરી જ્ઞાતિઓમા વિધવાને પરણનારે વિધવાના બાપ કે વાલીને કાંઈ રોકડ રકમ કે ઘરેણા આપવા પડતા. આપણે જોઈ ગયા કે દૂબળામા વિધવા વિવાહનો વિધિ ગોર કે બ્રાહ્મણ નહિ પણ પુનર્લગ્ન કરેલી વિધવા કરે એવો રિવાજ હતો. વિધવા-

પુનર્લગ્ન દરેક નાતિમાં રાતે જ થતું. યજ્ઞકુંડમાં અગ્નિ ન પ્રગટાવાતો પણ એક માટલા કે માટીના વાસણમાં ઘીનો દીવો કે દેવતા પ્રગટાવવામાં આવતો અને તે અગ્નિની વેદીની જગ્યાએ મૂકવામાં આવતો. વરકન્યાને આ પાત્રમા એકીસાથે જોવાનુ કહેવામા આવતું. બન્નેનાં માથાં અડકતાં ને વિધિ પૂરો થયો ગણાતો.

કુંવારો પુરુષ ઘણીખરી જ્ઞાતિઓમાં વિધવાને ન પરણી શકતો. જે જ્ઞાતિઓ પરણવાની છૂટ આપતી તે જ્ઞાતિઓમાં પણ પહેલાં કુંવારા પુરુષને શીમળાના ઝાડ સાથે પરણવું પડતું.

**વિધવા-વિવાહ રાત્રે જ ને તે પણ કૃષ્ણપક્ષમાં થતો તેનું કારણ એ હતું કે વિધવાના મૃત પતિનો આત્મા કોપે નહિ.** વિધવાના પહેલા પતિનો આત્મા પ્રેત થઈને બીજા પતિની પહેલી સ્ત્રી પર વેર વાળતો એમ ગણાતું. આથી જો એને સ્ત્રી ના હોય તો તે કુંવારા પુરુષને જ પ્રેત હેરાન કરે એમ મનાતું. આ કારણથી કુંવારા પુરુષને શીમળાના ઝાડ સાથે પરણાવવામાં આવતો ને તે ઝાડ એની પહેલી પત્ની ગણાતું. પ્રેત તે ઝાડને પત્ની માનીને તેના પર હલ્લો કરતું ને તે પુરુષને પરણનાર વિધવા બચી જતી.

સાબલપુરની કોલ્ટા જ્ઞાતિ એમ માનતી કે કુંવારો પુરુષ વિધવાને પરણતાં પહેલાં કોઈ પણ નિર્જીવ વસ્તુ સાથે ન પરણે તો તે પુરુષ મૃત્યુ પછી પ્રેતયોનિમાં જન્મ લે.

રેવાકાંઠાની અમુક જ્ઞાતિઓમાં વિધવાને દિયરવટું કરવું પડતું ને જો તે સિવાય બીજો કોઈ પુરુષને પરણતી તો તે પુરુષે વિધવાના દિયરના લગ્નનો ખર્ચ આપવો પડતો.

૧૯૨૦માં સ્ત્રી વૈધવ્ય પામે ત્યારનો અમુક જ્ઞાતિઓનો વિધિ :—

રજપૂતોમા સ્ત્રીનો પતિ મૃત્યુ પામે પછી વિધવા સ્ત્રી સુંદર વસ્ત્રાભૂષણો ધારણ કરે. જ્યારે ઠાઠડી ઘેરથી લઈ જાય ત્યારે વિધવા

ઘરની અન્ય સ્ત્રીઓ સાથે નદી કે તળાવ સુધી વિલાપ કરતી જાય ને ત્યાં જઈને નાહી ને ચૂડો ફોડીને સાદાં કાળાં વસ્ત્રો પહેરે.

ખવાસ જ્ઞાતિમાં જ્યારે ખવાસણોની રજપૂત શેઠાણી વિધવા થાય ત્યારે બધી જ ખવાસણોના ચૂડા શેઠાણીના ચૂડા સાથે ફોડવામાં આવે અને તે પછી તેમને નવા ચૂડા આપવામાં આવે.

વૈષ્ણવોમાં ઘરની સ્ત્રીઓ મૃત પુરુષની ઠાઠડી પાછળ થોડે સુધી જઈને ઘેર પાછી આવીને વિધવાનો ચૂડો ફોડીને વિધવાને ઘેર જ રહેવા દઈ નદીતળાવે નહાઈ આવે. દસમે દિવસે જ્ઞાતિની બધી જ સ્ત્રીઓ રોવાકૂટવા આવે. વિધવાનું કેશમુંડન કરે ને કુટુંબના પુરુષો પણ કેશમુંડન કરાવે.

જૈન જ્ઞાતિઓમાં જો વિધવા મોટી વયની હોય તો એનો ચૂડો ફોડાવે પણ મુંડન ના કરાવે. ભગવા વસ્ત્રો પહેરે ને કાંઈ પણ અલંકાર ન પહેરે, ચાંલ્લો ના કરે અને વિધવાથી માથામાં તેલ ના નંખાય. નાની વયની વિધવાથી પણ ઝાંઝર ને કાનનાં આભુષણો ના પહેરાય તેમ જ ચાંલ્લો ના કરાય. સામાન્ય રીતે પતિ મૃત્યુ પામે તે દિવસે વિધવાનો ચૂડો ફોડવામાં આવે ને દસમે દિવસે તેનું કેશમુંડન કરવામાં આવે. જો વિધવા ત્રીસ વર્ષની અંદરની હોય તો તે ત્રીસ વર્ષની થાય ત્યાં સુધી એનો ચૂડો ને વાળ રાખવામા આવે અને પછી ત્રીસમે વર્ષે કોઈક પાસેના સગાના મૃત્યુ પ્રસંગે કેશમુંડન કરાવે ને ચૂડો ફોડે. વિધવા એક વર્ષ ખૂણો પાળે ને સાદો ખોરાક ખાય. એનો પડછાયો પણ એક વર્ષ સુધી અપશુકનિયાળ ગણાય એટલે તે એક વર્ષ સુધી ઘરની બહાર નીકળી ના શકે.

આમ સો વર્ષમા ગુજરાતમાં લગ્નની વય વધી. જો કે બાળલગ્નો સામાન્ય રહ્યાં. વિધવાપુનર્લગ્નો ચાલુ રહ્યાં પણ બોરાડેલના સમયમાં (૧૮૨૮) ૧૩૦ જ્ઞાતિઓમાં આ રિવાજ હતો જ્યારે ૧૯૨૦માં ૮૧

જ્ઞાતિઓમા જ. પરંતુ બોરાડેલ જ્ઞાતિ સાથે પેટાજ્ઞાતિ પણ ગણાવે છે એટલે ચોક્કસ ના કહી શકાય કે વિધવા-વિવાહનો રિવાજ કેટલી વધારે જ્ઞાતિઓમાં હતો. ૧૮૨૮મા બધા જ કણબીઓમા તેમ જ લેઉઆ પાટીદારમા આ રિવાજ હતો જ્યારે ૧૯૨૦માં એન્થોવન લખે છે કે કણબીઓમાં આ રિવાજ હતો પણ શ્રીમંત કણબીઓ આ રિવાજ પ્રત્યે કાંઈક ઘૃણાથી જોતા. વળી ઘણી જ્ઞાતિ પેટાજ્ઞાતિઓમાં આ રિવાજ સો વર્ષમાં નીકળી ગયો તે તો આપણે જોયું જ. લેઉઆ પાટીદારોમા પણ ૧૯૨૦માં માત્ર અકુળિયા જ વિધવા-વિવાહ કરતા. સો વર્ષમાં આ રિવાજ ઘણી જ્ઞાતિઓએ બંધ કર્યો હતો તે, તેમ જ તેનાં કારણો આપણે જોઈ ગયા.

આમ બે અગ્રેજ અમલદારોના પ્રયાસથી આપણે ગુજરાતના સામાજિક જીવનમાં સો વર્ષમાં થયેલા ફેરફારનાં અમુક પાસાં જોઈ શકીએ છીએ.

## વિધવાનું ક્ષૌરકર્મ

ક્ષૌરકર્મ—કેશમુંડન ભારતમાં ગામડાંઓમાં હજી પણ ઘણીખરી ઉચ્ચ જ્ઞાતિઓમાં પ્રચલિત છે. કેશમુંડન શા કારણે અને ક્યારથી શરૂ થયું તે કોઈ ખાસ જાણતું નથી. વેદ કે ગૃહ્યસૂત્રોમાં એનો ઉલ્લેખ નથી. દશરથ રાજાની કોઈ પણ રાણીએ દશરથના મૃત્યુ પછી કેશમુંડન નહોતું કરાવ્યું. પાંડુ રાજા પાછળ માદ્રી રાણી સતી થઈ પરંતુ કુન્તી ન થઈ તેમ જ મુંડન પણ નહોતું કરાવ્યું. મહાકાવ્યોમાં ક્ષૌરકર્મનો ઉલ્લેખ નથી. વિધવા સ્ત્રીઓ વાળ રાખતી; માત્ર સેંથી પાડતી નહિ. મહાભારત–આશ્રમવાસિકાપર્વ કહે છે, "જેમણે સફેદ વસ્રો ધારણ કર્યાં છે અને જેમના વાળ સેંથી પાડ્યા વગર ઓળવામાં આવ્યા છે તેવી આ સ્ત્રીઓ તે ધૃતરાષ્ટ્રની વિધવા પુત્રવધૂઓ છે—આ ધૃતરાષ્ટ્રના એકસો પુત્રો યુદ્ધમાં મૃત્યુ પામ્યા છે." બૌદ્ધ અને જૈન સાધ્વીઓ પ્રભુ-

ભક્તિમાં પોતાનો બધો જ સમય વ્યતિત કરી શકે માટે પોતાનાં માથાં મૂંડાવતી, કારણ કેશભુષામાં સ્ત્રીનો ઘણો સમય વ્યર્થ જાય છે ને તેથી તે આત્મવિલોપનમાં વિઘ્નરૂપ થઈ પડે છે. સંભવિત છે કે સ્ત્રી પ્રત્યે કોઈ પુરુષ આકર્ષાય નહિ માટે આ પ્રથા શરૂ થઈ હશે. સાધ્વીઓ પણ આ જ કારણે કેશમુંડન કરાવતી હશે. જ્યારે આશરે ઈ. સ. પૂર્વે પાંચમી સદીમાં ભારતના સમાજ પર વૈરાગ્યની ભાવનાનું મોજું ફરી વળ્યું ત્યારે વિધવા એ સાધ્વી બરાબર ગણાવા લાગી અને તેને સફેદ વસ્ત્રો ધારણ કરીને આભુષણો કાઢી નાંખવાનું કહેવામાં આવ્યું. પરંતુ હજી ક્ષૌર-કર્મનો રિવાજ શરૂ નહોતો થયો.

યાજ્ઞવલ્કયસ્મૃતિ * મનુને ટાંકે છે.—"પુરુષો, સ્ત્રીઓ અને રાજાઓ માટે માથે મુંડન વર્જ્ય છે." હર્ષચરિત્રમાં બાણ કહે છે, "વિધવાઓએ કોઈ પણ પ્રકારનાં સૌંદર્ય પ્રસાધનો નહોતાં વાપર્યાં, માત્ર વાળ પાછળ બાંધી દીધા હતા."

આશરે આઠમી સદીમાં વિધવા માટે કેશમુંડનનો રિવાજ શરૂ થયો. વિધવા-વિવાહ પર પ્રતિબંધ આવતાં વિધવા બીજા કોઈ પુરુષને આકર્ષે એ ભય સમાજમાં પેઠો અને તે કોઈ પુરુષને આકર્ષે નહિ એ હેતુથી તેને બને તેટલી કુરૂપ બનાવવાના પ્રયાસો શરૂ થયા. કેશમુંડન, ધોળાં વસ્ત્રો પહેરવાનાં, અલંકાર, બંગડી કે ચાંલ્લો નહિ ધારણ કરવાનાં—આ બધી પ્રથાઓના મૂળમાં વિધવાને કુરૂપ બનાવવાનો હેતુ સમાયેલો છે. તેને એક જ વાર જમવાનું વગેરેમાં પણ તેને ફીક્કીને કુરૂપ દેખાડવાનો હેતુ હતો. આથી વિધવા ફરી પરણવા ઇચ્છે તો પણ શરીરે નબળી અને દેખાવે કુરૂપ સ્ત્રીને પરણવા કોઈ પુરુષ તૈયાર થતો નહિ.

દસમી સદીમાં વેદવ્યાસ પોતાની સ્મૃતિમા કહે છે, "વિધવા સતી ના થાય તો તેણે કેશમુંડન કરાવવું." × આ પ્રથાનો ઉલ્લેખ કરનાર આ

* યાજ્ઞવલ્કય સ્મૃતિ ૩,૩૨૫.

× વેદવ્યાસ ૧, ૫૩.

પહેલી જ સ્મૃતિ છે. સ્કંદપુરાણમા કાશીખંડમા જે વિધવાના ક્ષૌરકર્મ વિષેનો શ્લોક છે તે પાછળથી ઉમેરવામા આવ્યો હોય એમ લાગે છે

બારમી સદીથી કોઈક અજાણ્યુ કારણસર આખા ભારતમા આ પ્રથા પ્રચલિત થઈ ઉત્તર કરતા પણ દક્ષિણમા આ પ્રથાનું વધારે જોર હતુ સોળમી સદીમા ભારતમા આવેલા પરદેશી પ્રવાસીઓ આવી કેશમુડન કરેલી વિધવાઓનો ઉલ્લેખ કરે છે.

સોએક વર્ષ પહેલા ગુજરાતમા ઘણી જ્ઞાતિઓમા વિધવા વિસેક વર્ષની થાય ત્યા સુધી એના વાળ રહેવા દેતા ને પછી યૌવનને ઉબરે પહોચેલી કન્યાનો ચૂડો ફોડી, રગીન વસ્ત્રો ઉતારી, અલંકાર કાઢી લઈને, તેનુ કેશમુંડન કરતા તે પછી જીવનભર તેને સફેદ વસ્ત્રો પહેરીને માથું મૂડેલુ રાખવુ પડતુ. ઓગણીસમી સદીની શરૂઆતમા દુર્ગારામ મહેતાજીએ આ પ્રથાનો સૌથી પ્રથમ વિરોધ કર્યો હતો.

જાણીતા લેખિકા લક્ષ્મીબહેન ડોસાણી લખે છે કે એ જ્યારે ચૌદ વર્ષની વયે વિધવા થયા ત્યારે એમની લુહાણા જ્ઞાતિના રિવાજ પ્રમાણે એમને માથે મુંડન કરાવવાનુ કહેવામા આવ્યુ. એમણે ના પાડી એટલે સગાસબધીઓ એમના પર થૂકયા, લાતો મારી અને એમના ઉપર ગરમ રાખ નાખી. લુહાણામા આજથી ચાળીસેક વર્ષ પર એવો રિવાજ હતો કે વરના મૃત્યુને દસમે દિવસે તેની વિધવાના વાળ કાઢે ને તેના માથા પર સાસુ ઊકળતુ પાણી રેડીને બોલે "જેમ આ પાણી ઊકળે છે તેમ તુ આખી જિંદગી દુઃખમા ઊકળજે." કદાચ હવે આ રિવાજ નહિ હોય. લક્ષ્મીબહેને માથે મુંડન કરાવવાની ના પાડી એટલે સ્ત્રીઓ કહેવા લાગી કે "માથાના મુગટ જેવો વર ગયો, પછી વાળને શુ કરવા છે?" વળી એમ પણ કહેવા લાગી કે "જો અમારી પુત્રવધૂ આમ કરે તો તેને જીવતી મારી નાખીએ." પરંતુ લક્ષ્મીબહેન અડગ રહ્યા તેથી તેમના પર ગાળોનો વરસાદ વરસ્યો ને તેમને દર એકાંતરે જ ખાવાનું મળવા લાગ્યુ. આમ અમાનુષી ત્રાસ પડયો.

સૌરાષ્ટ્રમા તેમ જ ગુજરાતમા ઘણી જ્ઞાતિઓમા વિધવાને પતિના મૃત્યુ પછી એક વર્ષ ખૂણો પાળવો પડે છે ને તે પછી તેનું કેશમુંડન કરવામા આવે છે.

આજે પણ જે જ્ઞાતિઓમા વિધવા-વિવાહ પર પ્રતિબંધ છે તે જ્ઞાતિઓમા ગામડામા હજી પણ એક વાર તો વિધવાને કેશમુંડન કરાવવુ જ પડે છે. શહેરોમા આ પ્રથા ધીમે ધીમે અદશ્ય થતી જાય છે. વિધવાને એક વાર કેશમુંડન કરાવ્યા પછી લાંબા વાળ રાખવા દેવામા આવે છે પણ મૃત્યુ સમયે તેને કેશમુંડન કરાવવું પડે છે કારણ કે પ્રચલિત માન્યતા પ્રમાણે તે કેશમુડન ન કરાવે તો તે કે તેનો પતિ સ્વર્ગ ના પામે.

કાળના પસાર થવા સાથે કેળવણીમા પ્રગતિ થઈ છે તેમ જ જનતાનુ માનસ પ્રગતિશીલ બન્યુ છે. સ્ત્રીની સામાજિક સ્થિતિ પણ પહેલા કરતા કાઈક સુધરી છે; તો જે પ્રથાનો વેદ કે સ્મૃતિઓમા ઉલ્લેખ નથી તે પ્રથા રાખવી ઇષ્ટ નથી. આની અસંસ્કૃત પ્રથા કોઈ પણ સુધરેલા સમાજ માટે શોભાસ્પદ નથી. **પતિના મૃત્યુ માટે જેને લેશમાત્ર પણ દોષિત ઠરાવાય એમ નથી તે નિર્દોષ પત્નીને આ અકસ્માત માટે કુરૂપ બનાવવી તે કોઈ પણ સમાજ માટે કલંકરૂપ છે.** ગામડામા મોટા પ્રમાણમાં માથું મૂડાવેલી વિધવાઓ જણાય છે તે બતાવે છે કે મોટા ભાગના હિંદુસમાજની માન્યતા પ્રમાણે હજી પણ વૈધવ્ય એ સ્ત્રીનો એક મોટો "ગુનો" છે, જેને માટે તેને આ શિક્ષા કરવામા આવે છે. **આ પ્રથા પૃથ્વી પર માત્ર એક ભારત-દેશમાં જ છે.** વિધવા-વિવાહની પ્રથાને ઉત્તેજન આપવું હોય તો વિધવાને બેડોળ બનાવતી પ્રથાને સર્વથા તિલાજલિ આપવી ઘટે.

---

# ગઈ સદીની શરૂઆતમાં ગુજરાતમાં વિધવાની સ્થિતિ સુધારવાની શરૂ થયેલી ચળવળ

"આપણે સમાજસુધારા વિષે વાત કરીએ છીએ ત્યારે જાણે ગુજરાતમા એક જ સમાજ હોય એમ માની લઈએ છીએ. ખરું જોતાં ગુજરાતમાં એકબીજાથી ભિન્ન એવી અનેક સમાજો છે. ગુજરાતની લગભગ એક કરોડની વસ્તીમાંથી (૧૯૩૪ના આંકડા છે) દર દશ હજારે ૮૭૪૫ હિન્દુ, ૧૦૭૩ મુસલમાન, ૧૩૦ ખ્રિસ્તિ અને ૫૨ પારસી, છે. આ પ્રમાણે આચાર, વિચાર અને ધર્મથી ભિન્ન એવી ચાર સમાજો ગુજરાતમાં વસે છે. સામાજિક ઐક્યને માટે જે ભોજન, ભાષા, પોશાક અને વ્યવહારનું ઐક્ય જોઈએ તેમાં એક ભાષાનું ઐક્ય તેમનામાં લગભગ છે એમ કહી શકાય.

આપણા પ્રાંતમાં વસ્તીનો મોટો ભાગ હિન્દુ છે, પણ તેમને એક સમાજ કહી શકાય એમ નથી; કારણ એકબીજાને અડકી પણ ન શકે એવા બે મોટા વિભાગોમાં તે વહેંચાયેલ છે. **હિન્દુઓ બીજા ધર્મીઓને તો અડકી શકે છે પણ પોતાના એક મોટા વિભાગની સાથે તેટલો પણ પરિચય રાખી શકતા નથી.** એટલે ઢેડ, ભંગી, ગરોડા, ખાલપા, અને સિંધવા–એ જાતોને હિન્દુ સમાજ સાથે લગભગ કાંઈ જ લેવા દેવા નથી. આ પ્રમાણે લગભગ ૧૦ ટકા વસ્તી બાદ કરતાં બાકી જે હિન્દુઓ રહ્યા તેના રાનીપરજ અને મેદાનીપરજ, એવા ચોકખા ભાગ પાડી શકાય. ભીલ, ચોધરા, દુબળા, નાયકડા વગેરે મળી લગભગ દશ લાખ ઉપરાંત, એટલે હિન્દુઓના લગભગ ૧૨ ટકા વસ્તી જેટલી અસલ વતની કોમો

ગુજરાતમા વસે છે તેઓ માત્ર ધર્મની બાબતમા જ મેદાની હિન્દુઓની સાથે કેટલુક સામ્ય ધરાવે છે તેમની સામાજિક પરિસ્થિતિ તદ્દન જુદા પ્રકારની છે બાળલગ્ન જેવા આપણી સમાજનો વિનાશ કરી નાખતા રિવાજો તેમનામા નથી તેઓ મોટી ઉમ્મરે અને પસદગીથી પરણે છે પણ તેમનામા દારૂ, લગ્નગ્રથનની શિથિલતા વગેરે આપણાથી જુદા જ પ્રકારના, સમાજસુધારણાના સવાલો છે આ રાનીપરજ બાદ કરતા જે મેદાનીપરજ રહી, તેના જાડપછેડી અને ઊજળિયાત કોમો એવા બે વિભાગો જાણીતા છે જાડપછેડીમા કોળી, વાઘરી, ભરવાડ, રબારી, સથવારા, કણબી વગેરે સીમમા કામ કરનાર અને લુહાર, સુથાર, દરજી, હજામ વગેરે ગામમા કામ કરતા કારીગર વર્ગ—એમ બે જથ્થા છે તેમા સૌથી મોટો વર્ગ કોળી છે ચુવાળિયા, પાટણવાડિયા, તળપદા, ખાંટ વગેરે જુદી જુદી જાતના મળી, ગુજરાતમા લગભગ બાર લાખ કોળીઓ વસે છે, અને તે હિન્દુ વસ્તીનો સાતમો ભાગ થવા જાય છે

આ પ્રમાણે અત્યજ, રાનીપરજ અને જાડપછેડી એવા ત્રણ મોટા વિભાગો બાદ કરતા બાકીનો ઊજળિયાત કોમોનો હિન્દુસમાજ રહ્યો તેને જ આપણે ગુજરાતી સમાજ માની લીધો છે પુનર્લગ્ન, બાળલગ્ન, મરણપરણના વધારે પડતા ખરચો, વગેરે જે સામાજિક પ્રશ્નો પર આપણા સુધારાવાળાઓ પોણોસો વર્ષથી ભાષણો કરતા આવ્યા છે અને લેખો લખતા આવ્યા છે તે સર્વ પ્રશ્નો હિન્દુસમાજના પાચમા ભાગની આ ઊજળિયાત કોમોના પ્રશ્નો છે *"

**બાળલગ્નો** —ગઈ સદીની શરૂઆતમા ગુજરાતી સમાજમા સ્ત્રી અને વિશેષે કરીને વિધવાની સ્થિતિ અત્યત કરુણ હતી તે આપણે જોયુ કન્યા માટે ઉપનયન સસ્કાર બધ થતા તેની લગ્નવય ઘટી, કારણ લગ્નસસ્કાર તેને માટે ઉપનયનસસ્કાર બરોબર ગણાવા લાગ્યો

* "સમાજસુધારાનુ રેખાદર્શન , નવલરામ ત્રિવેદી ઉપોદ્ઘાત પા ૯-૧૧

અઢારમી ને ઓગણીસમી સદીમા આ વય ઘટીને જન્મથી માંડીને અગિયાર વર્ષ સુધીની થઈ ગઈ. બાળલગ્નોએ કન્યા માટે શિક્ષણ અશક્ય બનાવ્યુ વિશેષે કરીને ઉચ્ચ જ્ઞાતિઓમા શિક્ષણ નહિવત્ હતુ. કારણમા એક એવી પણ માન્યતા હતી કે ઉચ્ચ શિક્ષણ લે, તો કન્યાને લગ્ન પછી તરત જ વૈધવ્ય પ્રાપ્ત થાય. અંગ્રેજ લેખક જે. ફર્ક્યુસન કહે છે, "પૂર્વગ્રહો ભયમાથી બંધાય છે. અમુક ક્ષેત્રોમા સામાજિક પરિવર્તનનો મનુષ્ય વિરોધ કરે છે કારણ કે આ પરિવર્તન તેમના મનમા દૃઢ થઈ ગયેલા મૂલ્યાકનોનો નાશ કરે છે."

ધર્મશાસ્ત્રોને ચુસ્તપણે વળગી રહેવાની સંકુચિત મનોવૃત્તિ સર્વત્ર દેખાતી હતી. શ્રી રમેશચંદ્ર દત્તે આજથી પચાસ વર્ષ પર લખ્યું હતું, "જ્યાં સમાજ વહેમી હોય ત્યાં પુરોહિતોનુ વર્ચસ્વ અનિવાર્ય છે. પોતાની સામાજિક સ્થિતિ માટે પ્રત્યેક સમાજ પોતે જ જવાબદાર છે, અને આજનો સમાજ જે જૂની પ્રણાલિકાઓની તૂટેલી શૃંખલા ગળે બાંધીને ફરે છે અને ધર્મભ્રષ્ટ થયેલા, સાચા ધર્મથી ચલિત થયેલા પાખંડી પુરોહિતોની જે ગુલામી સ્વેચ્છાએ સ્વીકારે છે તે માટે સમાજ પોતે જ કારણરૂપ છે."

પણ ધર્મશાસ્ત્રોને અંધશ્રદ્ધાથી સમાજ વળગી રહ્યો હતો ને એ વાત ભુલાઈ ગઈ હતી કે ધર્મશાસ્ત્રો અને ધર્મસૂત્રો તો માત્ર બ્રાહ્મણ ઋષિઓએ પોતાના શિષ્યો માટે રચેલા ખાનગી ગ્રન્થો છે

**વિધવા-વિવાહ** :—મધ્યયુગથી ભારતમા ઉચ્ચ જ્ઞાતિઓમાં સંતાનોને બાળપણમાં પરણાવી દેવાની પ્રથા શરૂ થઈ હતી. આ પગલું રતુત્ય અને પ્રતિષ્ઠા વધારનારું ગણાતું. બ્રાહ્મણોએ સ્વજ્ઞાતિમા વિધવા-વિવાહ પર પ્રતિબંધ મૂકી દીધો. ક્ષત્રિયો, વૈશ્યો અને અન્ય નીચી ગણાતી જ્ઞાતિઓએ બ્રાહ્મણોની દૃષ્ટિએ ઉચ્ચ ગણાવા ખાતર અને ખોટા અહંકારને લઈને વિધવા-વિવાહ પર પ્રતિબંધ મૂકી દીધો. પછી તો

આપણા સમાજમા કોઈ પણ જ્ઞાતિ માટે બાળલગ્ન અને વિધવા વિવાહ પર પ્રતિબંધ, સામાજિક ઉચ્ચતાનો પુરાવો ગણાવા લાગી ફ્રેન્ચ લેખક સેનાર્ત કહે છે, "વિધવા વિવાહની છૂટ આપતી ઉચ્ચ જ્ઞાતિઓ સમાજમા નીચી ગણાવા લાગી અને વિધવા વિવાહ પર પ્રતિબંધ મૂકતી નીચી જ્ઞાતિઓ માત્ર આ જ કારણથી ઉચ્ચ ગણાવા લાગી આમ બ્રાહ્મણોની દૃષ્ટિએ ઉચ્ચ કે નીચ ગણાતુ તે વિધવાના સુખ કરતા વધુ મહત્ત્વનુ ગણાવા લાગ્યુ " લેઉઆ પાટીદારમા અઢારમી સદી સુધી વિધવા વિવાહની છૂટ હતી તે પર ઉચ્ચ જ્ઞાતિ ગણાવા ખાતર પછીથી પ્રતિબંધ મૂકાયો

વિધવા વિવાહ પર પ્રતિબંધ મૂકતો આ ક્રૂર રિવાજ, જેની પાછળ ન તો ધર્મ હતો કે ન વ્યવહારુ બુદ્ધિ હતી, તે ગઈ સદીની શરૂઆતમા સારાયે ગુજરાતમા ફેલાયલો હતો એ વર્ષની પુત્રીને જીવનભર વૈધવ્યના અપાર દુખો ભોગવતી જોવા ઉચ્ચ જ્ઞાતિની માતા તૈયાર હતી પણ પુનર્લગ્ન કરાવી આપીને તેને સુખી જોવા તે તૈયાર ન હતી પુરુષ અને સ્ત્રી માટે જુદા જ નૈતિક ધોરણો હતા સમાજને પરિવર્તના બળો સામે સૌથી પ્રબળ વિરોધ હતો લાગણીપ્રધાન માનસ અને અતરમા ઊંડે ઊંડે છૂપાયેલા જડ માન્યતાઓને વળગી રહેવાના વલણનો ઊંડા મૂળ ઘાલેલા પૂર્વગ્રહો સામાજિક પરિવર્તનની ગતિ ધીમી કરી નાખવા માટે સપૂર્ણપણે જવાબદાર હતા

આપણા સમાજનુ એક મોટામા મોટુ દૂષણ એ છે કે આપણા સામાજિક રીતરિવાજો આપણા ધર્મ સાથે એવા ભળી ગયા છે કે કોઈ પણ સામાજિક અનિષ્ટ હિન્દુધર્મને નામે ચાલી શકે છે અને સદીઓથી સમાજે આ બે વચ્ચેનો તફાવત સમજવાની શક્તિ ગુમાવી દીધી છે

શ્રી ઇશ્વરચદ્ર વિદ્યાસાગરના ભગીરથ પ્રયાસોને લઈને વિધવા વિવાહની છૂટ આપતો કાયદો ૧૮૫૬મા પસાર થયો પણ સમાજ પર

તે પછી વર્ષો વીતતા પણ તેની અસર નહિવત્ થઈ કારણ કે સમાજ વહેમમા જકડાયેલો ને અજ્ઞાન હતો અને કુંવારી વિધવાને પણ ફરીવાર પરણાવવાની કોઈની હિંમત ચાલતી ન હતી.

પણ બાળલગ્નોને લીધે વિધવાઓની સંખ્યા વધી હતી. સ્ત્રી-વર્ગની સામાજિક સ્થિતિ ખૂબ જ ઊતરતી હોવાથી સ્ત્રીને શિક્ષણ નહોતું મળતું તેમ તેને ઘર બહાર કોઈ પ્રવૃત્તિ ન હતી. પુરુષ વર્ગને સદીઓથી ખૂબ છૂટ મળતી હોવાથી અત્યારની સરખામણીમાં મોટા ભાગના પુરુષોમા સંસ્કાર ઓછા હતા. આથી સંસ્કારી ગણાતા પુરુષો પણ યુવાન વિધવા પ્રત્યે કુદૃષ્ટિ નાખતાં અચકાતા નહિ. સંયુક્ત કુટુંબમાં અનેક પ્રલોભનોની વચ્ચે ઊછરતી બાળવિધવા માટે નીતિને પંથે સીધા સીધા ચાલવું સહેલું નહોતું. રસીઓ અને દવાઓની શોધોના અભાવને લઈને બાળમરણનું પ્રમાણ મોટું હતું પણ બાળવિધુરને તરત જ ફરી પરણાવી દેવામાં આવતો. જેમ લગ્નની વય નાની તેમ લગ્નજીવનનો ગાળો લાંબો અને સ્વાભાવિક રીતે વૈધવ્યનો સંભવ વધારે. બહેરામજી મલબારી આ સમયની વિધવાની કરુણ દશાનો ખ્યાલ આપતાં કહે છે, " વિસનગરા નાગર જ્ઞાતિમાં એક બાળકીને દોઢ વર્ષે પરણાવી અને બે વર્ષે વિધવા બની ! પરંતુ માતાપિતાએ તેને ફરી ન પરણાવી ! " તે લખે છે કે કોઈ કોઈ બાળવિધવાઓને તો પૂરા દાંત પણ આવ્યા નહોતા. ગુજરાતના જાણીતાં સંત ગૌરીબાઈ આજથી બસો વર્ષ પર ચાર વર્ષે વિધવા બન્યાં હતાં. લગ્ન વખતે આંખો દુઃખતી હોવાથી તેમણે આંખે પાટા બાંધેલા તે પછી આઠ દિવસમાં વર મરી ગયો એટલે તેમણે વરને કદી જોયો પણ ન હતો.

બાળવિધવાઓમાંની ઓછામાં ઓછી ચોથા ભાગની અનીતિને માર્ગે જતી. ગર્ભપાત વધ્યો હતો. કવચિત્ તેમાં માતા પોતે મૃત્યુ પામતી. બાળહત્યા પણ વધી હતી કારણ અનૌરસ બાળકોનું જન્મ-પ્રમાણ મોટું હતું.

લગ્નક્ષેત્ર અતિશય સાંકડું હતું કારણ કન્યાને કોઈ પણ સંજોગોમાં બાર વર્ષની થાય તે પહેલાં પરણાવવી પડતી. આ **સમયમર્યાદા** હતી. વળી કન્યાને જ્ઞાતિમાં અને પેટાજ્ઞાતિમાં જ પરણાવવી પડતી. આમ **વયમર્યાદા** અને **ક્ષેત્રમર્યાદા** હોવાથી વરકન્યાની યોગ્યતાને લગ્નમાં અવકાશ નહોતો અને કન્યાવિક્રય, વરવિક્રય, બહુપત્નીત્વ અને સંકુચિત લગ્નક્ષેત્રે મળીને વૈધવ્યનો સંભવ કન્યા માટે વધારી દીધો હતો.

વરવિક્રયની પ્રથાએ વિધવાઓની સંખ્યામાં વધારો કર્યો હતો. જે પુષ્કળ પહેરામણી ના આપી શકે એવા માબાપ કન્યાને વૃદ્ધ સાથે કે રોગી સાથે પરણાવતાં કે જે પહેરામણી વિના લગ્ન કરવા તત્પર રહેતો. વળી કન્યાવિક્રયની પ્રથાએ આ જ રીતે વિધવાની સંખ્યામાં વધારો કર્યો હતો. કારણ વૃદ્ધ હોય તો કન્યા મળવી મુશ્કેલ પડતી આથી પુષ્કળ દ્રવ્ય આપીને પણ તે કન્યા મેળવવા તત્પર રહેતો તેથી લોભી કે ગરીબ માબાપો કન્યાને પુષ્કળ નાણું લઈ વૃદ્ધને "વેચતાં." બહુપત્નીત્વની પ્રથાને લઈને પણ વિધવાઓની સંખ્યામાં વધારો થતો કારણ એક પુરુષ મૃત્યુ પામતાં અનેક સ્ત્રીઓ વિધવા બનતી.

બાબુ મહેશચંદ્ર ચક્રવર્તિએ ગણતરી કરીને કહ્યું હતું કે ૧૮૯૫માં ભારતમાં ૧૩૮૭૮ વિધવાઓ ચાર વર્ષની વયની અંદરની હતી, ૬૪,૦૦૦ વિધવાઓ પાંચ અને નવ વર્ષની વચ્ચેની હતી અને ૧,૪૫,૫૩૦ વિધવાઓ ચૌદ અને ઓગણીસ વર્ષની વચ્ચેની હતી.

પરાશરસ્મૃતિ વિધવાને ત્રણમાથી ગમે તે એક માર્ગ પસંદ કરવા કહે છે: (૧) પુનર્લગ્ન, (૨) ફરજિયાત વૈધવ્ય, (૩) સતી. આમાનો ત્રીજો માર્ગ ૧૮૨૯ના કાયદાએ બંધ કર્યો હતો. બીજો માર્ગ વ્યવહારમાં નિષ્ફળ ગયો હતો. માત્ર પહેલો માર્ગ બાકી હતો પણ સમાજ વિધવાને આ એક માત્ર વ્યવહારુ માર્ગે જતી બળજબરીથી અટકાવતો.

જ્ઞાતિઓનાં બંધનો આ સમયે અતિ કડક હતાં. જ્ઞાતિઓમાં પેટાજ્ઞાતિઓ, તેમાં વળી તડ, ગોળ, એકડો, એમ અસંખ્ય વિભાગો હતા. આમાંથી કોઈ પણ એક પેટાવિભાગ બીજા પેટાવિભાગ સાથે લગ્નવ્યવહાર ન રાખતો. સાટાં તેખડાં ને ચોખડાં તેમ જ વેલની પ્રથા સામાન્ય હતી. સાટામાં સામસામે બે ભાઈબહેન પરણે, તેખડાંમાં ત્રણ ને ચોખડામાં ચાર જોડ ભાઈબહેન સામસામે પરણે. વેલમાં નાનાં પુત્ર-પુત્રીઓના બધા જ પિતાઓને જ્ઞાતિનો વડો એકઠા કરતો. આ બધા ગોળાકારમાં બેસીને એક રૂપિયો જમણી તરફ પસાર કરતા. તે ફરીને સૌથી પહેલા પુરુષ પાસે ફરી આવતો. રૂપિયો આપ્યો એટલે પોતાની પુત્રી સામાના પુત્રને લગ્નમાં દીધેલી ગણાતી. આ સગાઈ કદી પણ ન તૂટતી. આ લગ્નોમાં કોઈ પણ વરકન્યાની યોગ્યતા કે વયનો વિચાર કરતું નહિ ને કજોડાં બનતાં. કુળ, ગામ, જ્ઞાતિ, પેટાજ્ઞાતિ, તડ, એકડો, ગોળ વગેરેને એટલું બધું મહત્ત્વ અપાતું કે લગ્નમાં વરકન્યાના સુખનો કોઈ પણ વિચાર ન કરતું. માત્ર વરકન્યાના ગ્રહ મળે કે નહિ તે જોવામાં આવતું. કોઈ વાર બે કુટુંબો માત્ર પોતાની મિત્રતા ખાતર સંતાનોને પરણાવતાં–વિશેષે કરીને રાજવંશમાં આ પ્રથા હતી.

આ સમયે નાની વિધવાઓની દશા ખૂબ કરુણ હતી. ગમે તેટલી નાની વયે વિધવા થાય પણ ઉચ્ચ જ્ઞાતિની હોય તો આજીવન વૈધવ્ય પાળવું પડતું. બાળકીનો વર મૃત્યુ પામતાં ઘરમાં રોકકળ થતી ને વૈધવ્યના આચારો બાળકી પાસે પળાવવાની, તેનો ચૂડો ફોડવાની, તેના કેશ કાપી નાખવાની, તેનાં સારાં વસ્ત્રો ઉતારી નાખવાની તડામાર તૈયારીઓ ચાલતી પણ તે બાળકીનાં દુઃખ ઓછાં કરવાનો ઉપાય કોઈ ન શોધતું. બધાં તેના ભાગ્યને દોષ દઈને રડતાં પણ તેને કેમ સુખ આપવું કે તેનું દુઃખ કેમ ઓછું કરવું તેનો કોઈ વિચાર ન કરતું. જરા મોટી થતાં તેની પાસે ગુલામડીની માફક ઘરનું બધું જ કામ કુટુંબીજનો કરાવતાં. સંસારમાં રહીને સંસારત્યાગની ભાવના કેળવવી તેને માટે

મુશ્કેલ બનતી ને પરિણામે ઘણી વિધવાઓ આડે માર્ગે જતી. સમય જતા આર્થિક ભીંસ તેને અકળાવતી. પતિની સંપત્તિ હોય તો પણ સાસરિયાં ઘણુંખરુ તે ઉચાપત કરતા. કામનો ઘસડબોળો ને મહેણા સાસરામા અસહ્ય થઈ પડતા તો વિધવા પિયર જતી પણ ત્યા પણ કવચિત્ જ તેને આવકાર મળતો. ભાઈ, ભાભી કે સાવકી મા હોય તો સાસરા જેટલું જ દુઃખ પડતું કારણ વિધવા ગમે તેટલુ કામ કરે તો પણ આર્થિક બોજારૂપ જ ગણાતી. તે અપશુકનિયાળ મનાતી, તેને ઘર બહાર જવાની મનાઈ રહેતી.

અને આ બધો ત્રાસ કોને માટે ? બાળવિધવાને તો જે પતિ સાથે કદી સંસાર માણ્યો પણ ના હોય તેને માટે. કવચિત્ કન્યા પતિને જુએ તે પહેલા જ તે મૃત્યુ પામતો.

પવિત્ર, સુખી, શ્રીમંત, આર્થિક સ્વાતંત્ર્ય ભોગવતી વિધવાઓ હતી, પણ તે અપવાદ રૂપે જ. મોટા ભાગની વિધવાઓના દુઃખ કહ્યા ન જાય એવા હતાં.

## ગુજરાતમાં સમાજસુધારાની ચળવળ

શિક્ષિત નાગરિકો માટે ઉપર વર્ણવેલો કુરિવાજોમા ડૂબેલો, અજ્ઞાન સમાજ અને સામાજિક અનિષ્ટો અસહ્ય બની ગયા, અને ગુજરાતમા ઓગણીસમી સદીના પહેલા ભાગમા સમાજસુધારાની ચળવળનો જન્મ થયો.

ગુજરાતમા રામમોહનરાય અને ઈશ્વરચંદ્રે ઘણાની સામાજિક અનિષ્ટો પ્રત્યે આખ ઉઘાડી હતી અને સમાજસુધારાની શરૂઆત કરી દુર્ગારામ મહેતાજીએ.

ગુજરાતમાં સૌથી પ્રથમ વિધવા સાથે જાણીતું પુનર્લગ્ન કરનાર માધવદાસ રૂગનાથદાસ લખે છે, “આપણા સમાજની પ્રગતિ થાય છે પણ

એટલી તો ધીમી છે કે તેની ગતિ મહિનાઓ કે વર્ષોથી પણ નહિ મપાય પણ સદીઓથી જ મપાશે. આપણા સમાજની પ્રગતિમાં વિધવા-વિવાહ પર પ્રતિબંધ એ સૌથી મોટું વિઘ્ન છે. પુરોહિતવર્ગ સ્વાર્થ માટે આવા અનિષ્ટો ચાલુ રાખે છે અને પુરોહિત વર્ગનો મોટામાં મોટો સાથી છે જ્ઞાતિપ્રથા."

આપણા સમાજસુધારકોને પશ્ચિમી દૃષ્ટિબિન્દુ આપવામાં અંગ્રેજી કેળવણી અને ખ્રિસ્તિ મિશનરીઓનો મોટો ફાળો ગણાય. પરંતુ કોઈ પણ સામાજિક અનિષ્ટ સુરુચિનો ભંગ કરવા સુધીની હદે વધી જાય ત્યારે અંગ્રેજ સરકારને કાયદાથી તે પ્રથા બંધ કરવી પડતી. આપણે પોતે ભાગ્યે જ આપણી મેળે સુધારા કર્યા છે.

**સમાજસુધારકોનું શ્રી મહાદેવ ગોવિંદ રાનડેએ કરેલું વર્ગીકરણ:**—૧૮૯૫માં શ્રી રાનડેએ લખ્યું :—

(૧) સમાજસુધારા ચળવળ અનેક રીતે શરૂ થઈ શકે છે. એમાંની એક રીત તે સીધો બળવો કરવાની છે. આપણે ધાર્મિક સિદ્ધાન્તો પર નવો પક્ષ રચીએ અને પછી એક સામાજિક ઇમારત તે પાયા પર ચણીએ.

(૨) બીજી રીત જ્ઞાતિમંડળોનો સુધારા માટે ઉપયોગ કરવાની છે.

(૩) ત્રીજી રીત ધર્મગુરુઓ પાસે જઈને તેમને સમાજસુધારાની જવાબદારી લેવા સમજાવવાની છે, જેથી કરીને ધર્મગુરુઓ જાતે જ દેશમાં આ ધ્યેય અર્થે ફરીને આપણી તેમ જ પોતાની સામાજિક ઉન્નતિ કરે.

(૪) ચોથી રીત દરેક વ્યક્તિની સન્માનની ભાવનાને જાગૃત કરીને તેની પાસે અમુક સામાજિક અનિષ્ટો દૂર કરવાની પ્રતિજ્ઞા લેવડાવવાની છે.

(૫) પાચમી અને બધી રીતે જોતા સૌથી ઓછી ઇચ્છવા યોગ્ય રીત તે કાયદાનુ શરણુ લેવાની છે

"પરતુ આ કોઈ પણુ રીત અજમાવવા માટે આપણે ખભેખભા મીલાવીને કાર્ય કરવાની જરૂર છે દર વર્ષે ઓછામા ઓછુ એક વાર આપણે ભેગા થવુ જ જોઈએ, અને સામસામી મદદ અને સહાનુભૂતિની આપલે કરવી જોઈએ કોઈ એક સામાજિક અનિષ્ટ માટે બળવો કરવાની રીત યોગ્ય હોય, તો વળી બીજા કોઈ સામાજિક અનિષ્ટ માટે જ્ઞાતિમડળોનો ઉપયોગ કરવાની રીત યોગ્ય હોય તો પ્રતિજ્ઞા લેવડાવવાની રીત ત્રીજા અનિષ્ટ માટે યોગ્ય હોય, તો વળી કાયદાની રીત ચોથાજ કોઈ સામાજિક દૂષણુ માટે યોગ્ય બને આ બધી જુદી જુદી રીતો સમાન્તર નથી પણુ અતમા એક જ ધ્યેયને મળે છે પરતુ આ બધા માર્ગો અતે મળે નહિ ત્યા સુધી આપણે સર્વેએ જુદાજુદા કાર્યો પણુ એકીસાથે રહીને કરવાના છે "*

અતમા માર ઝ્રી રીતે સમાજને સુધારનાર વ્યક્તિનો ઉલેખ કર્યા વિના નહિ ચાલે આ છે સમાજને જુસ્સાદાર લખાણોથી સુધારનાર લેખક પોતાના સિધાન્તો એ કલમ દ્વારા સમાજ આગળ રજૂ કરે છે

**દુર્ગારામ મહેતાજી**:—આજથી દોઢસો વર્ષ પર શરૂ થયેલી સમાજસુધારાની ચળવળને બે મહત્ત્વના પાસા હતા એક તો સમાજ સુધારક ચળવળમા સક્રિય ભાગ લઈને સુધારો કરવાના થતા પ્રયત્નો અને બીજુ પ્રચારાર્થે જુસ્સાદાર લખાણો લખીને સમાજને સુધારવાના થતા પ્રયત્નો

કવિ નર્મદ, કવિ દલપતરામ, બહેરામજી મલબારી, નરસિંહરાવ દિવેટિયા, સર રમણભાઈ નીલકઠ, મેઘાણી, મુનશી વગેરેનો લખાણોથી

* નવલરામ ત્રીવેદી, "સમાજસુધારાનુ રેખાદર્શન," પૃ ૧૫૪

સુધારા કરનારમા સમાવેશ થાય છે જ્યારે દુર્ગારામ મહેતાજી વગેરે સક્રિય ભાગ લેતા હતા. એ ગુજરાતની ચળવળના આદિપુરુષ ગણાય તે ગનડે પ્રમાણે પહેલા પ્રકારના સુધારક કહેવાય. તે સામાજિક બાબતો કરતા. ભૂતપ્રેત, જતરમતર વગેરે અનેક હાનિકારક વહેમોનો એ પ્રતિકાર કરતા ને લોકોને આવા વહેમોમા માનવાની ના પાડતા નીચી ગણાતી જ્ઞાતિઓમા વિધવા વિવાહની છૂટ હતી તેથી તેમા વિધવાઓ પ્રમાણમા સુખી હતી તે દુર્ગારામે જોયુ વીસ વર્ષે તેમની પત્ની મૃત્યુ પામતા તેમને બાળવિધવાની કરુણ દશાનો ખ્યાલ આવ્યો આથી એમણે વિધવા વિવાહની છૂટ આપવાની હિમાયત કરતા ભાષણો આપ્યા. તે કહેતા કે શાસ્ત્રોમા વિધવા-વિવાહ પર પ્રતિબધ મૂકનાર આખરે તો કા તો વૈરાગી કે કાતો સસારી પુરુષો જ હતા ને તેમને વિધવાના દુ:ખોનો ખ્યાલ આવવો અશક્ય હતો વળી શાસ્ત્રીઓ કહેતા કે વિધવાને પુનર્લગ્નની જો છૂટ આપવામા આવે તો તે પતિને મારી નાખે, ત્યારે મહેતાજી કહેતા કે પૃથ્વી પર બધે જ વિધવાઓ ફરી પરણતી તેમજ ભારતમા પણ નીચી જ્ઞાતિઓમા વિધવાઓ ફરી પરણતી પણ કોઈ સ્ત્રીએ ફરી પરણવા ખાતર પતિને મારી નાખ્યો હોય એવુ સાભળ્યુ નહોતુ વળી કોઈ સ્ત્રી એમ કરે તો ફાસીએ ચઢે ને ફરી પરણવાનો પ્રશ્ન જ ઊભો ન થાય

સ્ત્રીધનની રકમ વિધવાને કામ લાગે માટે મહેતાજી જ્ઞાતિઓને સ્ત્રીધનની રકમ વધારવાનુ કહેતા. સ્ત્રીધનની જૂજ રકમમાથી પતિ પાછળ નાત જમાડવાનો ખર્ચ થતો ને તેથી તે પછી વિધવા પાસે કાઈ જ નાણા ન રહેતા ઘણી વાર વિધવા અનીતિને માર્ગે જતી. પુરુષ જો સ્ત્રીની દૃષ્ટિએ વિચાર કરતો થાય તો જ વિધવાના દુ ખ ઓછા થાય, એમ તે કહેતા.

૧૮૪૪મા મહેતાજીએ "માનવ ધર્મસભા" શરૂ કરી, જેનો હેતુ લોકોની આખો તે સમયના સામાજિક અનિષ્ટો પ્રત્યે ખોલવાનો હતો

મહેતાજીના ભાષણો સાભળી અનેક વિધવાઓ ફરી પરણવા તૈયાર થઈ ને એક વિધવા મહેતાજી સાથે જ પુનર્લગ્ન કરવા તૈયાર થઈ પણ બ્રાહ્મણોએ વિરોધ કર્યો કે જો કોઈ પિતા પોતાની કુંવારી કન્યા મહેતાજીને આપે તો દુર્ગારામે વિધવાને ન પરણવું. મહેતાજી પીગળ્યા અને એક પિતાએ પોતાની કુંવારી કન્યા આપી એટલે વિધવાને તેઓ ન પરણ્યા. એમના સુધારક તરીકેના જ્વલંત નામ પર આ એક કલંક ગણાય. તે પછી પોતાના સસગને આપેલા વચન પ્રમાણે વિધવા-વિવાહ માટે જાહેરમાં હિમાયત કરવાનું તેમણે છોડી દીધું.

**દાદોબા પાંડુરંગ** :—આ એક જાણીતા સુધારક હતા. તે સમયે બ્રાહ્મણો બહારથી ધાર્મિક હોવાનો ડોળ કરતા ને ખાનગી રીતે વિધવાઓ સાથે સંબંધ રાખતા ને જરૂર પડ્યે તેમને ગર્ભપાત પણ કરાવતા. દાદોબા જાહેરમાં તેની વિરુદ્ધ હતા. તે સમયે અમુક જ્ઞાતિઓના રિવાજ પ્રમાણે વિધવા યુવાન થાય ત્યાં સુધી તેને સધવાનો સ્વાંગ સજવાની છૂટ હતી ને પછી યુવાન વયે તેનો ચૂડો ફોડીને કેશમુંડન કરીને સફેદ વસ્ત્રો પહેરાવવામાં આવતાં. આ સમયે વિધવાનું આક્રન્દ કોઈ પણ પથ્થર હૃદયને પણ પીગળાવે એવું હતું. દાદોબા કહેતા, આવું ધર્મશાસ્ત્રોમાં લખ્યું હોય તોપણ ન અનુસરવું. શાસ્ત્રો લોકોના સુખ માટે છે, દુઃખ માટે નહિ. તેને અનુસરવાથી જો દુઃખ જ પ્રાપ્ત થતું હોય તો તે ન અનુસરવાં.

**કવિ નર્મદ** :—આમને લખાણોથી પ્રચાર કરનાર છઠ્ઠા પ્રકારના સુધારક ગણી શકાય. પોતાના અંગત જીવનમાં સમાજસુધારા પ્રથમ ઉતારનાર હતા ત્રણ સુધારકો:—કવિ નર્મદ, કરસનદાસ મૂળજી અને મહીપતરામ નીલકંઠ. કવિ નર્મદે કહેવાય છે કે એક વિધવા સાથે પુનર્લગ્ન કર્યું હતું.

જદુનાથજી મહારાજ એક જાણીતા વૈષ્ણવ મહારાજ હતા જો એમ

કહેતા કે "જો ધર્મશાસ્ત્રોમાં વિધવા-વિવાહની છૂટ છે એમ સુધારકો પુરવાર કરી આપે તો હું વિધવાવિવાહની વૈષ્ણવોને છૂટ આપીશ." સુધારાની ધગશમાં નર્મદે જદુનાથજીને કહ્યું કે "હું પુરવાર કરી આપીશ." જદુનાથજીએ પડકાર ઝીલી લીધો. ૧૮૬૦માં ચર્ચાસભા ભરાઈ. જદુનાથજીએ એકદમ પ્રશ્ન કર્યો, "ધર્મશાસ્ત્રો દૈવી ગણાય કે નહિ? જો દૈવી હોય તો વિધવાવિવાહ પર પ્રતિબંધ મૂકતાં હોય તો તે અનુસરવાં જોઈએ. જો દૈવી ન હોય અને મનુષ્યને હાથે રચાયાં હોય તો વિધવા-વિવાહની છૂટ આપતાં હોય તોપણ સમાજ તે અનુસરવાને બંધાયેલો નથી." આ તદ્દન અસંબદ્ધ પ્રશ્નથી સુધારકો મૂંઝાઈ ગયા ને જવાબ આપ્યો, "ધર્મશાસ્ત્રો દૈવી તો નથી જ." ત્યારે જદુનાથજીએ તરત આ શબ્દો પર સુધારકોને બાંધી લીધા ને કહ્યું. "તો પછી તમારા કહેવા પ્રમાણે વિધવા-વિવાહની છૂટ પાછળ દૈવી આદેશ નથી, તેથી 'શાસ્ત્રાજ્ઞાનુસાર લોકોથી વિધવા-વિવાહ કરી શકાય' એમ તમારાથી કહેવાય નહિ." આમ નર્મદના ઉતાવળિયા પગલાથી સમાજે એક સુધારક ખોયો, કારણ જદુનાથજી મહારાજ પાછા સનાતની પક્ષમાં ભળી ગયા. આ પછી જનતાને સુધારકોમાં જે વિશ્વાસ હતો તે ડગી ગયો.

**ગુજરાતનું પ્રથમ વિધવાપુનર્લગ્ન** :—કવિ નર્મદ અને તેમના મિત્રોએ ગુજરાતનું પ્રથમ વિધવાપુનર્લગ્ન કરાવી આપવાનું નક્કી કર્યું. એક બ્રાહ્મણ અને બ્રાહ્મણ વિધવા શોધી કાઢ્યાં. ૧૮૬૭માં આ લગ્ન થયું. પરંતુ બ્રાહ્મણ લોભાગુને આળસુ નીકળ્યો ને પત્નીને મારઝૂડ કરવા લાગ્યો. આ તકનો લાભ લઈને જદુનાથ મહારાજે એને ચઢાવ્યો કે 'જો તું જાહેરમાં એમ કહે કે' 'મને સુધારકોએ ફસાવ્યો અને હું હવે વિધવા સાથે લગ્ન કરવા માટે પસ્તાઉં છું' તો તને તારી નાતમાં ફરી લેવામાં આવશે." પતિપત્ની બન્ને કબૂલ થયાં અને જાહેરમાં સુધારકોને ગાળો દેવા લાગ્યાં. અન્તે થોડા સમય પછી પત્ની મૃત્યુ પામી અને એની મરણોત્તર ક્રિયાનો સઘળો ખર્ચ નર્મદને માથે પડ્યો

કારણ કે સનાતની કે સુધારક એકે પક્ષ આ ખર્ચ કરવાને તૈયાર નહોતો. આમ ગુજરાતનું પ્રથમ વિધવાપુનર્લગ્ન ફજેતીમા પરિણમ્યું. નર્મદની પહેલી પત્ની મૃત્યુ પામતાં તેમને બાળ-વિધવાનાં દુઃખોનો બરોબર ખ્યાલ આવ્યો કારણ પોતે પણ વાસનાઓને અંકુશમા નહોતા રાખી શકતા. ૧૮૮૦ સુધી એમણે વિધવા-વિવાહ વગેરે સુધારા માટે ખૂબ પ્રચાર કર્યો પણ તેની તત્કાળ અસર સમાજ પર થઈ નહિ તેમજ વિધવાની દશા તત્કાળ સુધરી નહિ. આથી નર્મદ પ્રત્યાઘાતી માનસ ધરાવતા થઈ ગયા અને ૧૮૮૦થી એ કોઈ પણ પ્રકારના સુધારાની સખત વિરુદ્ધ બોલતા થઈ ગયા. સુધારકો માટે આ ઘટના હાનિકારક નીવડી.

**કવિ દલપતરામ :**—કવિ નર્મદના સહાધ્યાયી પણ સુધારકોમાં તેમના હરીફ પક્ષના દલપતરામ પણ જુદા પ્રકારના સુધારક કહી શકાય. તે માનતા કે સમાજ પર એકદમ સુધારો લાદવાથી સમાજ મૂંઝાઈ જશે ને સુધારો નહિ થાય. સુધારો ધીમે ધીમે સમાજમાં કરવાથી જ તે સફળ થશે. તેમણે "પુનર્વિવાહ પ્રબંધ" નામની પુસ્તિકામા ફરજિયાત વૈધવ્યનાં સૌથી મોટાં બે અનિષ્ટો—ગર્ભપાત ને બાળહત્યા ગણાવ્યાં હતા. તે કહેતા કે શાસ્ત્રોમા "પુનર્ભૂ" એટલે ફરી પરણેલી સ્ત્રી" નો ઉલ્લેખ છે. તેમજ "અક્ષતયોનિ પુનર્ભૂ" એટલે "ફરી પરણેલી કુંવારી સ્ત્રી" અર્થ થાય છે. વિધવા માટે લોકો એમ માનતા કે તે પૂર્વજન્મના પાપને લઈને સહન કરે છે. આથી કોઈને તેની સ્થિતિ સુધારવાનો વિચાર સુદ્ધાં ન આવતો. શાસ્ત્રોને લોકો વળગી રહેતા પણ શાસ્ત્રોમા ગર્ભપાતની મના છતાં લોકો તે વિધવા પાસે કરાવતા અને અંગ્રેજ સરકારે કાયદાથી ગર્ભપાત બંધ કર્યો હોવાથી જરૂર પડ તો ગર્ભવતી વિધવાને મારી નાંખતાં પણ કુટુંબીજનો અચકાતા નહિ. જૈન શાસ્ત્રો વિધવા-વિવાહની છૂટ આપતા છતા જૈનો વિધવાને ફરી પરણાવતા નહિ; પણ જૈન શાસ્ત્રો આત્મહત્યા પર પ્રતિબંધ મૂકતા છતા ઘણી જૈન વિધવાઓ ગર્ભવતી બનતાં આત્મહત્યા કરતી. આમ ધર્મ કરતાં જડ પ્રણાલિકાઓ

વધુ બળવાન બની ગઈ હતી. દલપતરામ આગળ ચાલતાં "પુનર્વિવાહ પ્રબંધ"મા લખે છે કે પુરુષ મૃત્યુ પામતાં કુટુંબીજનો શોકકળ કરે છે પણ વિધવાના દુઃખ ઓછા કરવાનો કોઈ ઉપાય શોધતું નથી. એમનું જીવન એમણે સમાજ સુધારવા પાછળ ગાળ્યું.

**ભોળાનાથ સારાભાઈ** :—૧૮૭૪માં અમદાવાદમાં બાળલગ્ન નિષેધક મંડળી સ્થપાઈ તેના સ્થાપકોમાંના ભોળાનાથ એક હતા. તે જમાનામાં પણ એ એમ માનતા કે લગ્ન સમયે કન્યાની વય સોળ વર્ષની ને વરની વય પચીસ વર્ષની હોવી જોઈએ. ૧૮૪૯માં છાપામાં આવ્યું કે કોઈ વિધવાએ પોતાના અનૌરસ બાળકને રસ્તામાં તજી દીધું ને તે મૃત્યુ પામ્યું. આ વાંચી ભોળાનાથે રોજનીશીમાં લખ્યું કે "આવું બને તે કરતાં ઈશ્વર લોકોને વિધવાવિવાહ કરાવવાની સદ્બુદ્ધિ આપે એમ ઇચ્છું છું." વિધવાવિવાહ ઉત્તેજક મંડળીના તે સભ્ય હતા અને આ મંડળીને આશ્રયે થતા દરેક પુનર્લગ્નને આર્થિક સહાય કરતા. તે વૃદ્ધલગ્નના સખત વિરોધી હતા અને કહેતા કે આઠનવ વર્ષની કન્યાને પચાસ સાઠ વર્ષનો વૃદ્ધ પરણીને તેને દુઃખના ખાડામાં ધકેલવાનું પાપ આ પુરુષ કરે છે. મહારાજા ગાયકવાડની રજાથી તેમણે વડોદરામાં શાસ્ત્રીઓ સાથે વિધવાવિવાહની શાસ્ત્રોમાં છૂટ વિષે ચર્ચા યોજી હતી. તેમનાં જીવનમાં ત્રણ ધ્યેય હતાં : (૧) જનતાનું હિત, (૨) રાષ્ટ્રનું નવસર્જન, (૩) ધાર્મિક સુધારા. તે બાળલગ્નોને શારીરિક તેમ જ માનસિક બન્ને રીતે અનિચ્છનીય માનતા. તે કહેતા કે શ્રુતિસ્મૃતિમાં ઉલ્લેખ સુદ્ધાં નથી તે વિધવાનું કેશમુંડન સમાજમાં ક્યાંથી આવ્યું છે તે કોણ જાણે પણ તે ક્રૂરતાની હદ છે ને તે સમયનું વિધવાનું આક્રન્દ પથ્થરને પણ પીગળાવે એવું હોય છે. આ અમાનુષી પ્રથાનો કોઈ રીતે બચાવ થઈ શકે એમ નથી. તે કહેતા કે સ્ત્રીની સ્થિતિ સુધારવી હોય તો વિધવાની સ્થિતિ સુધારવી જ જોઈએ. વળી તે માટે કન્યાકેળવણી અનિવાર્ય હતી જે બાળલગ્નો બંધ થાય તો જ શક્ય હતી. તે કહેતા

કે સમાજસુધારો તત્કાળ શક્ય નહોતો પણ ક્રમેક્રમે તેની અસર સમાજ પર અનિવાર્ય હતી અને કાળે કરીને નવો ક્રમ ઘડાતાં સમાજ સુધરશે. તે માનતા કે કાયદો સુધારા માટે બહુ અસરકારક નહોતો. વળી તે માનતા કે જ્ઞાતિપ્રથા સમાજ સુધારા માટે મોટા વિઘ્નરૂપ હતી. તે કહેતા કે સ્ત્રીશિક્ષણ વગર કોઈ પણ સુધારા અશક્ય હતા. આથી પોતાના કુટુંબની બધી જ કન્યાઓને તેમણે શિક્ષણ આપ્યું હતું.

**મહિપતરામ નીલકંઠ :**—એક મહાન સુધારક મહિપતરામ પણ બાળલગ્ન નિષેધક મંડળીના સભ્ય હતા. તે સમયનાં સામાજિક અનિષ્ટોની તે પણ સખત વિરુદ્ધ હતા. એમણે ઘણી વિધવાઓને પુનર્લગ્ન કરવામાં મદદ કરી હતી. તે કરસનદાસ મૂળજીએ શરૂ કરેલા "સત્યપ્રકાશ" નામના સુધારક માસિકના થોડા સમય માટે તંત્રી હતા. તે એમ માનતા કે જ્ઞાતિમંડળો દ્વારા સમજસુધારો વધુ અસરકારક રીતે થઈ શકે છે. રાનડેના વર્ગીકરણ પ્રમાણે, તે બીજા પ્રકારના સુધારક ગણાય.

દુર્ગારામ મહેતાજીનાં સુધારક ભાષણોની તેમના મન પર ઊંડી અસર થઈ હતી. તે માનતા કે સમાજનું નૈતિક ધોરણ ઊંચે લાવવું હોય તો વિધવાને પુનર્લગ્નની છૂટ આપવી જોઈએ.

૧૮૭૪માં મહિપતરામે એક બાળવિધવાને પુનર્લગ્ન કરી આપવામાં મદદ કરી. લગ્નમાં જવા તે વિધવાને પોલિસના રક્ષણ હેઠળ લઈ જવી પડી હતી. તે બાળવિધવાને તેના ઘરમાં પ્રવેશ કરીને લઈ જવા માટે તેની માતાએ જ મહિપતરામ પર ગૃહપ્રવેશની ફરિયાદ નોંધાવી અને કોર્ટે તેમને દંડ કર્યો. તે પછી તે વિધવા અને તેના પતિને જ્ઞાતિએ જ્ઞાતિબહાર મૂક્યા અને તે પુરુષની કાપડની દુકાનનો અમદાવાદના તમામ હિન્દુઓએ બહિષ્કાર કર્યો અને કોઈએ તેમને રહેવાને ઘર પણ ના આપ્યું. આ પરથી જણાશે કે તે સમયે વિધવાવિવાહ સામે સમાજનો કેટલો પ્રબળ વિરોધ હતો.

**કરસનદાસ મૂળજી** :—આ મહાન સુધારક માટે અંગ્રેજ અમલદાર શ્રી. એફ. એસ. લીલીએ "રાષ્ટ્રના એક મહાન પુરુષ" નામનું એક પુસ્તક લખ્યું હતું. ગુજરાતના પ્રથમ જાણીતા વિધવા પુનર્લગ્નમાં (માધવદાસ રઘનાથદાસ ને ધનકોરબાઈ) કરસનદાસની સક્રિય સહાય હતી. એમના સુધારા માટેના પ્રચારોને લઈને વૈષ્ણવ સમાજે તેમને પુષ્કળ હેરાન કર્યા હતા. તેમણે વૈષ્ણવ ધર્મનો સડો દૂર કરવા ભગીરથ પ્રયાસો કર્યા જેને લઈને જાણીતો "મહારાજ લાઈબલ કેસ" કોર્ટમાં ચાલ્યો હતો. નિર્ધન, એકવીસ વર્ષની વયના, લાગવગ વગરના કરસનદાસે આ કેસમાં પચાસ હજાર શ્રીમન્ત, ને લાગવગવાળા વૈષ્ણવો સામે જીત મેળવી હતી. રાનડેના વર્ગીકરણ પ્રમાણે તે પહેલા પ્રકારના સુધારક ગણાય કારણ કે તે સામાજિક ક્રાન્તિમાં માનતા.

૧૮૭૦માં કરસનદાસ જ્યારે કૉલેજમાં ભણતા હતા ત્યારે જ્ઞાન પ્રસારક મંડળીએ વિધવાવિવાહ પર ઉત્તમ નિબંધ લખનાર માટે ૫૦ રા.નું ઇનામ જાહેર કર્યું. અનાથ કરસનદાસ માસી સાથે રહેતા હતા. તેમણે આ નિબંધ હરિફાઈમાં ઊતરવાનો નિર્ણય કર્યો, માસીને આ ખબર પડવાથી તે એટલાં ગુસ્સે થયાં કે કરસનદાસને ઘરમાંથી કાઢી મૂક્યા. નિર્ધન હોવાથી કરસનદાસને અભ્યાસ છોડી દઈને શિક્ષકની નોકરી લેવી પડી. જીવનભર તેમણે વિધવાવિવાહનો પ્રચાર કર્યો અને માધવદાસને વિધવા સાથે પુનર્લગ્નમાં મદદ કરી જે માટે જીવન પર્યન્ત તેમને સામાજિક બહિષ્કાર વેઠવો પડ્યો. એક વેળા તેમની જિંદગી પણ જોખમમાં હતી પણ તેમણે સુધારાનો પ્રચાર કરવો ના છોડ્યો. તે સમયે વૈષ્ણવ મહારાજો કેથોલિક ધર્મના વડા પોપ જેટલા જ સમર્થ હતા. છતાં કરસનદાસે તેમનાં આચરણોનો સડો ખુલ્લો પાડીને કોર્ટમાં તેમની સામે ઝળહળતી જીત મેળવી જે માટે સમસ્ત વૈષ્ણવ સમાજ તેમનો વેરી બન્યો.

**નન્દશંકર મહેતા :**—એમની "કરણઘેલો" નામની નવલકથામા એમના વિધવાવિવાહની તરફેણના વિચારો આપણને જાણવા મળે છે. પરંતુ સત્તરમી સદીની શરૂઆતની આ વાર્તામા ઓગણીસમી સદીની વિધવાની સામાજિક દશાનો કરુણ ચિતાર નન્દશંકર આપણને આપે છે અને તેમ કરતા કાળ ગણતરીમા અનેક ભૂલો કરે છે. સામાજિક સુધારાના પ્રચારની દૃષ્ટિએ નવલકથા સફળ ગણાય. તે કેશમુંડન વગેરે સામાજિક કુરિવાજોની સખત વિરુદ્ધ હતા. કાળગણતરીમા આવી ભૂલો તે સમયના સાહિત્યકારોમા સામાન્ય હતી. દા. ત. દલપતરામનુ "વેણચરિત્ર," રમણભાઈ નીલકંઠની "રાઈનો પર્વત" વગેરે.

**નવલરામ :**—જાણીતા સમાજસુધારક નવલરામ અમદાવાદની બાળવિવાહ નિષેધક સભાના પ્રમુખ હતા. "બાળલગ્ન બત્રીસી" નામની એક કાવ્યોની પુસ્તિકામા એમણે બાળલગ્ન વિરુદ્ધ લખ્યું હતુ. એમની "બાળ ગરબાવલિ"મા એ લખે છે કે "લગ્નનો વરઘોડો ઘણો મોટો છે પણ વર તો બે મહિનાનુ બાળ છે, (કન્યા તો એથી પણ નાની હોવી જોઈએ.) પણ માતાપિતા ખૂબ જ આનંદમા છે કારણ કે એમનો પુત્ર પરણે છે." આ પુસ્તિકા બાળલગ્નો પ્રત્યે કટાક્ષરૂપ છે.

જ્યારે બહેરામજી મલબારીએ લખ્યુ કે "કાયદાની સહાય વિના કોઈ પણ સામાજિક સુધારો અશક્ય છે" ત્યારે નવલરામે તેમના આ મતને વખોડી નાખતા લખ્યું કે "સરકારને જઈને કહેવું કે હિન્દુઓ જાતે સુધરવાને અશક્ત છે માટે કાયદાની મદદ અનિવાર્ય છે તે અત્યંત હીણપત અપાવનારુ પગલું છે." પણ બાળલગ્ન, ફરજિયાત વૈધવ્ય વગેરેની નવલરામ સખત વિરુદ્ધ હતા.

પંઢરપુરમા સબજજ હતા ત્યારે એક વહેલા પ્રભાતે નદીકિનારે ફરવા જતા તેમને પગે કાઈક અથડાયુ. વાકા વળીને જોતા તે તરતનુ જન્મેલુ બાળ જણાયુ આ કોઈક વિધવાએ તજી દીધેલુ હતુ. લાલશકર તે બાળકને ઘેર લઈ ગયા ને પત્નીને ઉછેરવા આપ્યુ, પરતુ દર વર્ષે આવા સે કડો બાળકો તજી દેવામા આવતા હતા અથવા દુબાડી દેવામા આવતા હતા આથી તેમણે નિશ્ચય કર્યો કે અનાથાશ્રમ પંઢરપુરમા સ્થાપવો આ માટે તનતોડ મહેનત કરીને તેમણે પૈસા ભેગા કર્યા અને ૧૮૭૫મા આ આશ્રમ સ્થાપ્યો આમ લાલશકરે સેકડો બાળકોના જીવ બચાવ્યા ભોળાનાથ સારાભાઈ અને મહિપતરામ નીલકંઠે અમદાવાદમા "સસારસુધારાસમાજ"ની સ્થાપના કરી હતી. તે સમાજનુ કામ તેમના મૃત્યુ પછી લાલશકરે ઉપાડી લીધુ હતુ રૂઢિચુસ્ત સમાજનો કોપ વહોરીને પણ લાલશકરે વિધવાઓને પુનર્લગ્ન કરાવી આપ્યા અને જે વિધવાઓને જરૂર હતી તેમને આર્થિક સહાય કરી

**હરગોવિંદદાસ કાંટાવાળા :—** આમને બહુ પ્રકારના સુધારક કહી શકાય, કારણ કે તે લખાણો દ્વારા પ્રચાર કરતા આ સમયે સમાજસુધારા પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિએ જોતો અને કોઈ જ્ઞાતિમા પેટાજ્ઞાતિ પણ જો સુધારો કરતી તો તેની પોતાની જ જ્ઞાતિમા તેને હલકી જ્ઞાતિ ગણવામા આવતી હલકી ગણવાના ત્રણ કારણો હતા, (૧) આતરજ્ઞાતિય લગ્નો (૨) લગ્નની ક્રિયા સમયે જો વર મૃત્યુ પામે તો કન્યાને ફરી પરણાવવાનો રિવાજ, (૩) પોતાની જ્ઞાતિ જેને હલકી ગણાતી હોય એવો ધંધો કરવો બારડ, તપોધન, કારટિયા, ભવૈયા, ગરજગોર, પાચા, કંદોઈ વગેરે બ્રાહ્મણ અને વૈષ્ણવ જ્ઞાતિની પેટાજ્ઞાતિઓને હલકી ગણવા માટે ઉપરના ત્રણ કારણો જવાબદાર હતા

હરગોવિંદદાસે "સસાર સુધારો" નામના પુસ્તકમા બાળવિધવાની કરુણ દશાનો ચિતાર આપ્યો છે હરગોવિંદદાસ વૈધવ્ય માટે કન્યાના

માતાપિતાનો દોષ કાઢતા—કે જ્ઞાતિ અને કુળના મોહમાં તણાઈને માતાપિતા કન્યાને ગમે તેવા વર સાથે પરણાવીને તેના વૈધવ્યનો સંભવ વધારતાં. શાસ્ત્રોએ કન્યાને બાર વર્ષની વય પહેલા પરણાવી દેવા પર ભાર મૂકયો હોવાથી તે શાસ્ત્રોનો પણ દોષ કાઢતા. જ્ઞાતિપ્રથાને લઈને લગ્નક્ષેત્ર સંકુચિત બન્યું હોવાથી તે જ્ઞાતિપ્રથાને પણ દોષ દેતા. જ્ઞાતિમાં કન્યાની અછત હોવાને લીધે ઘણી જ્ઞાતિઓમાં પુરુષોકુંવારા રહેતા છતાં પણ વિધવાને પરણતા નહિ. હરગોવિંદદાસ કહેતા કે આવા પુરુષોએ વિધવાને પરણવવું. તે કહેતા કે ઢોર ખરીદતી વખતે પણ માણસ તેનું આરોગ્ય, યોગ્યતા વગેરે જોતો પણ કન્યા પરણાવતી વખતે વરની કોઈ પણ પ્રકારની યોગ્યતા માબાપ ન જોતાં. સાટામાં બે બહેનો કવચિત્ સામે પક્ષે પિતાપુત્ર સાથે લગ્ન કરીને સાવકી મા ને દીકરી બનતી ! કોઈવાર પિતા પોતાના કરતાં પણ મોટા પુરુષ સાથે પુત્રીને પરણાવીને તેના જીવનનું સત્યાનાશ વાળતો. ઘણી જ્ઞાતિઓમાં વિધવાને પ્રવાહી ખોરાક પર રાખતા. આથી તે રિબાઈને મૃત્યુ પામતી. હરગોવિંદદાસ કહેતા કે એક તો વિધવા માનસિક દુઃખમાં હોય, તેમાં તેના પર શારીરિક દુઃખ લાદીને લોકો તેને "દાઝયા પર ડામ" દેતા.

આ બધા સુધારકોના પ્રયત્નોથી સમાજ સુધારા ચળવળ ધીમી ગતિએ પણ આગળ ચાલી.

૧૮૫૬ થી ૧૯૦૮ સુધીમાં મુંબઈ પ્રાંતના ગુજરાતી સમાજમાં ૧૩૪ વિધવાપુનર્લગ્ન થયાં.

૧૮૫૦માં મુંબઈ, અમદાવાદ અને સુરતમાં સ્ત્રીઓ અને વિધવાઓ માટે અનેક સંસ્થાઓ શરૂ થઈ. જનતાની સામાજિક જાગૃતિનું આ એક ચિહ્ન હતું. ૧૮૫૧મા કન્યાકેળવણીની પ્રગતિ માટે બુદ્ધિવર્ધક સભા સ્થપાઈ.

**બહેરામજી મલબારી** :—સમાજસુધારાની ચળવળમાં ભાગ લેનાર થોડાક જ પારસીઓમાંના એ એક હતા. રામમોહનરોય અને

ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની માફક તે પાંચમા પ્રકારના સુધારક હતા જે એમ માનતા કે સમાજને સુધારવો હોય તો કાયદાનો આશ્રય લીધા વિના છૂટકો નહોતો એમને દુ ખ લાગતુ કે અંગ્રેજ સરકાર ભારતના સામાજિક અનિષ્ટો પ્રત્યે ઉદાસીન હતી સૂરતમા તે સમયે એક ગમારીની બાળવિધવા ફરી પરણી આખા સૂરતના બધા જ હિન્દુઓએ તેની દૂધની દુકાનનો બહિષ્કાર કર્યો પરંતુ મલબારીના પ્રયાસોથી સૂરતના બધા જ પારસીઓએ એની દુકાનેથી દૂધ લેવાનુ શરૂ કર્યું

"નીતિવિનોદ" નામના એમના પુસ્તકમા મલબારી લખે છે કે તેમની આખ ઉઘાડનાર હતી—બાળવિધવા તેમણે દાત પણ જેને નહોતા આવ્યા એવી બાળવિધવા જોઈ હતી ! ૧૮૫૬ના કાયદાની એક ગૂચવણભરી પરિસ્થિતિ તે હમેશ બતાવતા. જો વિધવા અનીતિમય જીવન ગાળે તો તેના પહેલા પતિની મિલ્કતમાથી બાકાત ન થાય પણ જો ફરી પરણે તો બાકાત થાય આમ મલબારીના કહેવા પ્રમાણે કાયદો વિધવાને અનીતિમય જીવન ગાળવા ઉત્તેજન આપતો

તે સમયે મલબારીના જણાવવા મુજબ એક ક્રૂર પ્રથા ગુજરાતમા હતી જે 'ઠંડી સતી'ના નામે ઓળખાતી આનો ઉલ્લેખ સતી વિશેના પ્રકરણમા છે મલબારી આ અમાનુષી પ્રથાનો હમેશ વિરોધ કરતા

મલબારી, ને તેમના મિત્ર દયારામ ગીડુમલે મળીને પૂનામા 'સેવા સદન' નામની સસ્થા સ્થાપી જેમા વિધવાઓ અને ત્યક્તાઓને પગ પર ઊભી રહી શકે માટે હુન્નર ઉદ્યોગ શીખવવામા આવતા

મલબારી ઇંગ્લેડ ગયા ત્યારે તેમના પ્રયાસોથી લડનમા ૧૮૯૦મા એક અગ્રેજોની સભા ભરાઈ જેમા હિન્દુસમાજના અનિષ્ટો દૂર કરવાના બે ઠરાવો હતા —(૧) કન્યાની લગ્નમા સંમતિવય ૧૦ વર્ષથી વધારીને ૧૨ વર્ષ કરવી જોઈએ, (૨) વિધવાપુનર્લગ્નને નડતા કાયદાના વિઘ્નો દૂર કરવા જોઈએ

આ સમયે ફૂલમણી દાસી નામની એક દશ વર્ષની બંગાળી કન્યાને કોઈ પણ કાયદાના અભાવે રિવાજ મુજબ લગ્ન પછી પતિ સાથે રહેવા જવું પડ્યું. પતિએ બળાત્કાર કર્યો ને તે મૃત્યુ પામી. શિષ્ટ સમાજમાં હાહાકાર મચ્યો. મલબારી લંડન ગયા ને તેમના પ્રયાસોથી ૧૮૯૧માં લગ્નમાં કન્યાની સંમતિ વયનો કાયદો પસાર થયો. આ કાયદા પ્રમાણે પત્ની તરીકે રહેવા કન્યાની વય ૧૨ વર્ષથી ઓછી ન હોવી જોઈએ એવું કાયદાએ ઠરાવ્યું. મલબારી કહેતા, "હિન્દુધર્મના વહેમો અને પ્રણાલિકાઓ ઉપર જીત મેળવવી તે રાવણની લંકા ઉપર જીત મેળવવા કરતાં વધારે મુશ્કેલ કામ છે."

૧૮૮૮માં રજપૂતાના ને પ્રયાગમાં સભાઓ ભરાઈ ને ૧૮ વર્ષની નીચેનો યુવાન અને ૧૪ વર્ષની નીચેની કન્યા લગ્ન ન કરી શકે એવો ઠરાવ પસાર થયો.

**માધવદાસ રૂગનાથદાસ :**—ગુજરાતમાં સૌથી પ્રથમ જાણીતું પુનર્લગ્ન કરનાર હતા માધવદાસ. તે સમયે ઉચ્ચ જ્ઞાતિઓમાં વિધવા સાથે પરણવું તે અક્ષમ્ય અપરાધ ગણાતો. તે ધનકોરબાઈ નામની બાળ વિધવા સાથે પરણ્યા જેથી તેમના પરિણિત જીવનના ૧૮ વર્ષ જ્ઞાતિએ તેમની એકધારી સતામણી કરી. માધવદાસની બે પત્નીઓ મૃત્યુ પામતા તેમણે ત્રીજી વાર વિધવા સાથે પરણવાનો નિશ્ચય કર્યો. ધનકોરને આ વાતની ખબર પડતા બન્ને જણ છૂપી રીતે મળ્યા. ધનકોરના ભાઈ ૪૫ વર્ષે ૧૦ વર્ષની કન્યાને પરણ્યા હતા પણ ધનકોર બાળવિધવા

કેશવલાલ વકીલ, મણીલાલ નભુભાઈ અને અંબાલાલ સાકરલાલ વગ્ણ સુધારકોએ આ પછી જ્ઞાતિઓ દ્વારા સુધારો કરવામાં મોરો ફાળો આપ્યો.

**સમાજસુધારા ચળવળની થયેલી પીછેહઠ:**—વીસમી સદીની શરૂઆતમાં થયેલી આ પીછેહઠનાં બે મુખ્ય કારણો હતાં: (૧) રાજકીય જાગૃતિને આપવામાં આવેલું અગ્રગણ્ય સ્થાન, (૨) સુધારકોમાં બાળલગ્ન, વિધવાવિવાહ પર પ્રતિબંધ, કડક જ્ઞાતિપ્રથા, અને જ્ઞાતિઓના જુદા જુદા રિવાજો અને બીજાં સામાજિક અનિષ્ટોના મૂળ હેતુઓ વિષેનું ઘોર અજ્ઞાન.

**વિધવાવિવાહ ઉત્તેજક મંડળી:**—૧૮૭૮માં આ મંડળી અમદાવાદમાં સ્થપાઈ. આની પહેલી સભાના પ્રમુખ ભોળાનાથ સારાભાઈ હતા. ૧૮૭૮ થી ૧૯૩૪નાં વર્ષોમાં આ મંડળીના આશ્રયે બસો ને ચૌદ વિધવાઓએ પુનર્લગ્ન કર્યાં. આમાંનાં ૪૭ આંતરજ્ઞાતિય પુનર્લગ્નો હતાં, ૧૧૭ વિધવાઓ પાંચ વર્ષની વયની અંદર વિધવા થઈ હતી, ૬૮ વિધવાઓ વીસ વર્ષની વયની અંદર વૈધવ્ય પામી હતી અને ૨૯ વિધવાઓ વીસ વર્ષની વય પછી વિધવા થઈ હતી.

મુંબઈમાં ૧૮૬૫માં ઉપલી મંડળી જેવી મંડળી સ્થપાઈ હતી જેને આશ્રયે તે જ વર્ષમાં બે પુનર્લગ્નો થયાં હતાં પણ બન્ને ગુપ્ત રાખવામાં આવ્યાં હતાં. ૧૮૬૬માં આ મંડળીને આશ્રયે પહેલું જાહેર વિધવા પુનર્લગ્ન થયું હતું.

૧૮૭૦માં પૂનામાં "ધર્મશાસ્ત્રો વિધવાવિવાહને માન્ય રાખે છે કે નહિ" તે નક્કી કરવા સભા ભરાઈ. પહેલી સભા ૧૮૬૦માં ભરાઈ હતી. પ્રમુખસ્થાને જગદ્‌ગુરુ શંકરાચાર્ય હતા. આ વખતે સુધારકો જીત્યા પણ તેમને તે જીત ભારે પડી કારણ કે તે પછી સનાતનીઓએ તેમની અવિરત સતામણી ચાલુ રાખી.

૧૮૭૨મા કેશવચદ્ર સેનના ભગીરથ પ્રયાસોથી આતરજ્ઞાતિય લગ્નોને કાયદેસર ઠરાવતો ધારો પસાર થયો. ભારતના સામાજિક ઇતિહાસમા આ ક્રાન્તિકારક બનાવ ગણાય કારણ જ્ઞાતિના બધનો ઢીલા પડયા અને લગ્નનુ ક્ષેત્ર કાઈક અંશે વિશાળ બન્યું.

૧૮૭૬મા દામોદરદાસ વકીલ નામના એક સુધારકે સૌરાષ્ટ્રમા એક બાળવિધવા સાથે પુનર્લગ્ન કર્યું. તેમની જ્ઞાતિમા કન્યાવિક્રયનો રિવાજ હોવાથી છસાત હજાર રૂપિયા ખરચતા કન્યા મળતી ને તે પણ ચાર-પાચ વર્ષની! વળી ગરીબ પુરુષો કુવારા રહેતા જ્યારે વિધવાઓની સખ્યા વધી પડતી આથી દામોદરદાસે વિધવા સાથે પરણવાનો નિશ્ચય કર્યો. એમણે પડિતોની સભા ભરી સિદ્ધ કર્યું કે બધા જ શાસ્ત્રકારો વિધવાવિવાહને માન્ય રાખે છે તેમની પત્ની માણેકબાઈ ને તેના મામાએ ૨૭૦૦ રૂપિયામા ૧૧ વર્ષની વયે ૫૪ વર્ષના વૃદ્ધને વેચી હતી. આને પહેલી પત્ની જીવતી હતી! ત્રણ વર્ષ પછી માણેક વૈધવ્ય પામી ને નિર્ધન બની. તેની શોકયે તેના પતિની બધી સપત્તિ ઉચાપત કરી ને જૂજ સ્ત્રી ધનની રકમ એક વર્ષ ખૂણો પાળવામા વપરાઈ ગઈ. મામાએ તેને રાખવાની સાફ ના પાડી અને માસી તથા ફોઈએ એક પછી એક વારો કરીને રાખી પણ અસહ્ય ત્રાસ આપ્યો. તેનામા એક ઓળખીતાએ દામોદરદાસની ઓળખાણ કરાવી આપી ને ૧૮૭૬મા પોલિસના રક્ષણ હેઠળ પરણવાનું નક્કી કર્યું જ્ઞાતિજનોએ અનેક વિઘ્નો નાખ્યા ને ખૂબ ધાધલ મચાવીને અંતે બન્નેને જ્ઞાતિબહાર લગ્ન પછી મૂક્યા. દામોદરદાસને મારી નાખવાનુ એક કાવતરું સમયસર પકડાઈ ગયુ તેમના પર જ્ઞાતિજનોએ એક ખોટો આરોપ મૂકીને કેસ કર્યો પણ પોકળ ફૂટી ગયુ ને ખરો ગુનેગાર જેલમા ગયો. ઊચી જ્ઞાતિઓને શાસ્ત્રોએ વિધવાવિવાહની છૂટ નથી આપી એમ બહાનુ કાઢીને આ દપતી માટે બધા જ મદિરોમા પ્રવેશ બધ કરવામા આવ્યો. આ માટે દામોદરદાસે મથુરાના વૈષ્ણવ મહારાજને કાગળ લખ્યો ને

તેમણે ધોરાજી ( દામોદરદાસનું ગામ )ના વૈષ્ણવોને આજ્ઞા મોકલાવી કે દામોદરદાસે ધર્મના કોઈ કાયદાનું ઉલ્લંઘન નથી કર્યું માટે તેમને મંદિરોમાં પ્રવેશવા દેવા. મૃત્યુ પહેલાં દામોદરદાસ કાયદેસર વિલ કરીને બધી જ સંપત્તિ પોતાની વિધવાને આપતા ગયા તેથી તેમનાં સગાંઓમાં ખૂબ જ રોષ પ્રગટી નીકળ્યો.

ઓગણીસમી સદીમાં જ્ઞાતિઓ કેટલી બળવાન હતી ને વિધવાને કેવો ભયંકર ત્રાસ પુનર્લગ્નના "ગુના" માટે આપતી તે ઉપરનાં પુનર્લગ્નો પરથી જણાશે. **જ્ઞાતિનાં કડક બંધનો કન્યાને વૈધવ્ય અપાવવા માટે જવાબદાર હતાં ને તેમ છતાં તે જ બંધનો વિધવાને પુનર્લગ્ન કરતી અટકાવતાં.**

**સર રમણભાઈ નીલકંઠ :**—મહીપતરામ નીલકંઠના મૃત્યુ પછી તેમનું સમાજસુધારાનું કામ તેમના વિખ્યાત પુત્ર સર રમણભાઈએ ઉપાડી લીધું. તે પહેલા તેમજ છઠ્ઠા પ્રકારના સુધારક કહી શકાય કેમકે તે સક્રિય કાર્ય ઉપરાંત લખાણો દ્વારા સમાજસુધારાનો પ્રચાર કરતા. એમણે ઘણી વિધવાઓનાં પુનર્લગ્નો કરાવી આપ્યાં હતાં. તે કહેતા, "કોઈ પણ વ્યક્તિનું સામાજિક વ્યક્તિસ્વાતંત્ર્ય ગુનાહિત ના હોય ત્યાં સુધી તે છીનવી લેવાનો કોઈને અધિકાર નથી." તેમના મત પ્રમાણે સમાજસુધારાની ચળવળના ત્રણ મૂળભૂત સિદ્ધાન્તો હતા, (૧) વ્યક્તિને કોઈ પણ ગુનારહિત કાર્ય કરવાનું વ્યક્તિસ્વાતંત્ર્ય, (૨) સ્ત્રી અને પુરુષને સમાન સામાજિક અધિકારો. તે સમયે પુરુષને સર્વ અધિકારો મળતા ને સ્ત્રીને સર્વ ફરજો અદા કરવી પડતી: આ બંધારણ રમણભાઈને માન્ય નહોતું. (૩) જીવન પ્રત્યે નિરોગી દૃષ્ટિબિંદુ કેળવવું અને લોકોમાં સંપ આણવો. આ ત્રણે આદર્શો માટે સમાજસુધારકોને બધાં જ સામાજિક અનિષ્ટ નિર્મૂળ કરવા અવિરત શ્રમ કરવો પડે ને તે કરે તો જ તે નિર્મૂળ થાય એમ તે માનતા. વિધવાને તે સમયે પડતાં અનહદ સામાજિક દુઃખો અને ત્રાસ પ્રત્યે તે હંમેશ જાગૃત રહેતા ને તે દૂર

કરવા પ્રયાસો ચાલુ રાખતા તે સમયે જો કોઈ વિધવા અનૌરસ બાળકને તજી દેતી ને પકડાતી તો પોલીસ તેને દર થોડે દિવસે પોલીસ ચોકીએ હાજરી પુરાવવા આવવાની ફરજ પાડતા સર રમણભાઈએ ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટને કાગળ લખીને આ પ્રથા સામે સખત વિરોધ દર્શાવ્યો, કારણ એક તો આ પ્રથા વિધવા માટે અપમાનજનક હતી; બીજું પોલીસ ચોકીએ હલકી કક્ષાના માણસો સાથે સંપર્કમા આવતા વિધવા માટે પ્રલોભનો વધવાનો સંભવ રહેતો ને ત્રીજું ફરી પરણેલી ને ભૂતકાળ ભૂલી જવા ઇચ્છતી વિધવા માટે આ મોટો અન્યાય હતો

લાલશંકર ઉમિયાશંકરે અમદાવાદમા સ્થાપેલા મહીપતરામ રૂપરામ અનાથાશ્રમનુ કામ રમણભાઈએ લીધુ હતુ ને તેમનો દુરાગ્રહ હતો કે ત્યા બધી જ વિધવાઓને અક્ષરજ્ઞાન મળે **રમણભાઈએ અનેક વિધવાઓનાં આંસુ લૂછયાં હતાં ને તેમની નિઃસ્વાર્થ સેવા માટે તેમનુ નામ ગુજરાતના સામાજિક ઇતિહાસમાં અમર રહેશે.**

**વડોદરા રાજ્યમાં બાળલગ્નનિષેધક કાયદો :**—૧૯૦૪મા ભારતમા પ્રથમ આ કાયદો ગાયકવાડે વડોદરા રાજ્યમા પસાર કરાવ્યો. આ કાયદો સારડા કાયદા કરતા વધુ પ્રગતિશીલ ગણાય કેમકે આ પ્રમાણે આઠ વર્ષની નીચેના કોઈ પણ બાળકનુ લગ્ન ફોક ગણાતુ જે સારડા કાયદા પ્રમાણે ગણાતુ નથી

૧૯૦૭મા મુંબાઈમા અને ૧૯૦૮મા અમદાવાદમા સ્ત્રી કાર્યકરોએ "વનિતાવિશ્રામ"ની સંસ્થા સ્થાપી જેમા ગુજરાતી વિધવાઓને રહેવા ખાવા સાથે ભણવાની સગવડ હતી ત્રીજી આની સંસ્થા સુરતમા સ્થપાઈ આ સંસ્થાઓનો હેતુ વિધવાઓને સ્વાવલંબી બનાવવાનો હતો

**સારડા કાયદો :**—૧૯૨૯મા હરબિલાસ સારડાના ભગીરથ પ્રયાસોથી આ કાયદો પસાર થયો જે અનુસાર ૧૪ વર્ષની નીચેની કન્યા

અને ૧૮ વર્ષની નીચેનો વગ લગ્ન ના કરી શકે આ કાયદો બાળલગ્નને રોક નથી કરતો તેમ જ કરાવનારને જેલમા નથી મોકલતો પરંતુ માત્ર દંડની શિક્ષા કરે છે. આથી હજી બાળલગ્નો પૂરજોશમા ચાલુ છે. દંડની રકમ વાલીઓ બાજુએ રાખીને આ લગ્નો કરાવે છે. ૧૯૬૧મા ગુજરાતમા જ એક લાખ બાળલગ્નો થયા તેમ છતા વિધવાઓને આ કાયદાથી લાભ થયો, કારણ ચૌદ વર્ષની વયની અંદરની વિધવાઓની સંખ્યા ઘટી કડવા કણબીઓમા દર બાર વર્ષે એક જ લગ્નની મોસમ આવતી અને તે વર્ષે તરતના જન્મેલા બાળકોને પણ પરણાવી દેવામા આવતા તેથી કડવા કણબીઓને આ કાયદાથી લાભ થયો પરંતુ હજી પણ રૂઢિચુસ્ત માબાપો કન્યાની **ચૌદ વર્ષની વય ઓછામાં ઓછી લગ્નની વય ગણવાને બદલે વધારેમાં વધારે લગ્નની વય** ગણે છે ને ચૌદ વર્ષની થતા જ કન્યાને ગામડામા હજી પણ પરણાવી દે છે જો લગ્નની વય અઢાર વર્ષની કરવામા આવે તો કન્યાકેળવણીને પણ ઉત્તેજન મળે અને પંદરસોળ વર્ષની વિધવાઓની સંખ્યા ઓછી થાય

ઓગણીસમી અને વીસમી સદીના પહેલા ભાગના સુધારકોએ સામાજિક કુરિવાજો નિર્મૂળ કરવા પોતાના જીવન સમર્પણ કર્યા. ધીરે ધીરે કાયદા પસાર થયા ને સ્ત્રી તેમજ વિધવાની સ્થિતિ સુધરતી **ગઈ. સ્ત્રીને સમાજમાં ને કાયદામાં ઊતરતી કક્ષાએ મૂકીને એના આર્થિક તેમજ સામાજિક અધિકારો છીનવી લેનાર પુરુષ હતો. સ્ત્રીને પાછી સમાજમાં કાંઈક ઊંચી કક્ષાએ આણીને તેના સામાજિક તેમજ આર્થિક અધિકારો પાછા આપનાર પણ પુરુષ જ હતો.**

સમાજસુધારકોને તેમના કાર્યોમા પહેલું વિઘ્ન હતુ દરેક કાર્ય પ્રત્યે ઉદાસીનતા અને કાંઈક અંશે નારાજી દર્શાવનાર અંગ્રેજ સરકાર બીજુ વિઘ્ન હતુ કોઈ પણ પ્રગતિનો પ્રબળ વિરોધ કરનાર સમાજનો રૂઢિચુસ્ત વર્ગ સામાજિક બહિષ્કાર, જ્ઞાતિ બહિષ્કાર,

જીવનનું જોખમ વગેરે અનેક પ્રકારનાં દુઃખો સુધારકોને વેઠવાં પડતાં. અંતે દરેક સુધારો કાયદાને બળે સમાજ પર ઠોકી બેસાડવો પડતો. હિંદુ સમાજ બુદ્ધિપ્રધાન દષ્ટિબિંદુ કેળવી નહોતો શક્યો અને પોતાને માટે એક સમાજ તરીકે શું સારું ને શું નરસું તે પારખી નહોતો શક્યો. સુધારકોને મળેલો વિજય મહામૂલી કિંમત ચૂકવીને મળેલો વિજય હતો. પરંતુ અંતે તેમને સફળતા મળી. સેંકડો વિધવાઓ સતી થતી અટકી; લાખ્ખો બાળકો કુમળી વયે લગ્નના બંધનમાં પડતાં બચી ગયાં; લાખ્ખો સ્ત્રીઓ બાળવયે વૈધવ્ય પામતી અટકી; અનેક બાળવિધવાઓ માટે પુનર્લગ્નનો માર્ગ મોકળો બન્યો; પિતાના મૃત્યુ સાથે જ માતાને પણ ચિતામા ધકેલી દેવાનો ક્રૂર રિવાજ બંધ થતાં હજારો બાળકો અનાથ બનતાં અટક્યાં; કન્યાકેળવણીને પણ લગ્નની વય વધતાં ઉત્તેજન મળ્યું.

હજી પણ સુધારાને અવકાશ છે. પરંતુ રાજકીય જાગૃતિ આવ્યા પછી સામાજિક જાગૃતિ વિસારે પડી છે. દુર્ભાગ્યે સમાજસુધારાનું વહેણ પાછું વળ્યું છે. વિધવાની સ્થિતિ જોઈએ એવી સંતોષકારક નથી. આપણે ઇચ્છીશુ કે સમાજસુધારકો આગળ આવે ને વીર-પુરુષોનું અધૂરું કાર્ય પૂરું કરે.

---

૮

# સમકાલીન સમાજમાં વિધવાની સ્થિતિ

સમકાલીન ગુજરાતી સમાજમાં વિધવાની સ્થિતિ કેવી છે તે જાણવાની મારી ખૂબ જ ઇચ્છા હતી. આથી મેં વિધવાઓને લગતા મહત્ત્વના પ્રશ્નો તૈયાર કરીને પ્રશ્નાવલિ તૈયાર કરી. બહોળા અર્થમાં ત્રણ બાબતો પર આ પ્રશ્નાવલિમાં વિશેષ ભાર મૂકવામાં આવ્યો હતો.

( ૧ ) વિધવાની અત્યારની સામાજિક સ્થિતિ અને તેનું જીવન.

( ૨ ) વિધવાની પોતાની જ્ઞાતિના રીતરિવાજો.

( ૩ ) વિધવાના સામાજિક અને નૈતિક જીવન પર અસર કરતાં અમુક મહત્ત્વનાં બળો, તેમજ વિધવાને કાયદામાં મળેલા સ્થાન પર વિધવાના પોતાના પ્રત્યાઘાતો અને અભિપ્રાયો.

આ પ્રશ્નાવલિ બે પ્રકારની વિધવાઓને વહેંચવામાં આવી હતી: ( ૧ ) પુત્રી વિનાની વિધવાઓ, ( ૨ ) પુત્રીવાળી વિધવાઓ.

પુત્રીવાળી વિધવાઓને પુત્રીની ઉછેર બાબત ખાસ પૂછવામાં આવ્યું હતું કે જેથી જાણવા મળે કે વિધવાના પોતાના અનુભવો તેની પુત્રીનું ભવિષ્ય સુધારવામાં કામ લાગ્યા છે કે નહીં જેથી વિધવાને પડેલાં દુઃખો કે આર્થિક મુશ્કેલીઓ કે તેને જીવનમાં નડેલા અંતરાયો કે વિઘ્નો પોતાની પુત્રીને નડે નહિ તેની એ ખાસ સંભાળ રાખીને પુત્રીને ઉછેરે છે કે નહિ તે જાણવાનો લાભ મળે.

સાતસોને પચાસ પ્રશ્નાવલિઓમાંથી અનેક પ્રયાસો છતાં માત્ર એકસો ને પંચાશી પ્રશ્નાવલિઓ ભરાઈ. આમાં સૌથી મોટી મુશ્કેલી

હતી વિધવાની પોતાની પ્રશ્નાવલિ ભરવાની અનિચ્છાની આમા નિરક્ષરથી માંડીને ઉચ્ચ કેળવણી પામેલી વિધવા સુધી બધીનો સમાવેશ થઈ જાય છે આથી સરેરાશ વિધવા સાધારણ કેળવણી પામેલી ગણાય. લગભગ દરેકને ( નામ પૂછ્યુ નહોતું છતા ) વિગતો પરથી પોતાનુ વ્યક્તિત્વ જણાઈ જવાનો ભય હતો આપણા સમાજમા વિધવા હજી એટલુ નિર્ભય સ્થાન નથી પામી કે તે નિ સંકોચ પોતાના વૈધવ્ય વિષેના અભિપ્રાયો દર્શાવી શકે એક બહેને કહ્યું કે પોતે બાળવિધવા છે એટલુ જ તે કહેશે, કારણ કે જેમ સાધ્વી પોતાનો ભૂતકાળ ભૂલી જાય છે તેમ પોતે પોતાનો ભૂતકાળ ભૂલી ગયા છે વૈધવ્યની વિગતોના સ્મરણો તાજાં કરવાનો કે વૈધવ્યના અનુભવો સ્મરણપટ પર ફરી આણવાનો આ ભય કેટલો તીવ્ર છે ?

આ બહેનોમા કેળવણી જેમ નિરક્ષરથી માંડીને ઉચ્ચ સ્નાતિકા સુધીની લીધી છે તેમ જ્ઞાતિઓ પણ હલકામા હલકી ગણાતીથી ઉચ્ચમા ઉચ્ચ સુધી લીધી છે શ્રમજીવી વર્ગની દરિદ્ર વિધવાથી માંડીને શ્રીમન્ત વિધવા સુધીની બધી જ બહેનોનો સમાવેશ થાય છે આમ સમાજના બધા થરો આ ઉત્તરોમા સમાઈ જાય છે

આમા નીચેની જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓનો સમાવેશ થાય છે

**બ્રાહ્મણ :**—અનાવિલ, દેવરૂખી ચતુર્વેદી, ગીરનારા, મોટા ચોવીસા, તપોધન, શ્રીગૌડ, ભટ્ટ મેવાડા, ઔદિચ્ય ટોળકિયા, માહોદરા નાગર ગૃહસ્થ, વીસનગરા નાગર ગૃહસ્થ, પ્રશ્નોરા નાગર ગૃહસ્થ, વડનગરા નાગર ગૃહસ્થ, ત્રિવેદી મેવાડા, ચોર્યાશી મેવાડા, મોઢ, બાજ ખેડાવાળ, જોષી, ગોમતીવાળ, મેડ્ઝ, ઔદિચ્ય સહસ્ર, મોતાળા—કુલ ૭૩

**વૈષ્ણવ :**—વીશા શ્રીમાળી, વીશા ઓસવાળ, ઝારોળા, દશા શ્રીમાળી, મોઢ, દશા પોરવાડ, દશા નીમા, વીશા લાડ, દશા ઓસવાળ,

વીશા અડાલજા, વીશા મેવાડા, દશા વાયડા, દશા ખડાયતા, દશા મોઢ નાગર, દશા સોરઠિયા, દશા દેશાવાળ, કપોળ, કચ્છી લુહાણા, ઘોઘારી લુહાણા, હાલાઈ લુહાણા—કુલ ૪૯

**રજપૂત અને ગરાસિયા :**—રજપૂત-ચોટાણુ, ગોહેલ, ઝાલા, ગહોડ ગરાસિયા-ચોર્યાશી, ડાભી, બિયોલા લાહિયા—કુલ ૧૩

**કારીગર વર્ગ :**—શણોશરા, દરજી, ભોઈ, ગુર્જર સુતાર, સોલકી ધોબી, પચાલ લુહાર, ખત્રી, ગુર્જર સોની, મોચી, મેવાડા સુતાર—કુલ ૧૬

**અન્ય જ્ઞાતિઓ :**—લેઉઆ પાટીદાર, કડવા કણબી, બારોટ, બ્રહ્મભટ્ટ, હાલાઈ ભાટિયા, ગગાનદી બાવાજી, સદીઓથી ગુજરાતમા વસેલા મગધ, બ્રહ્મક્ષત્રિય, સૌરાષ્ટ્રના બ્રહ્મક્ષત્રિય, કાયસ્થ, ઠાકોર, વાઘરી—કુલ ૧૧ જ્ઞાતિઓ નથી જણાવી એવી બહેનો—કુલ ૨૩

**વિભાગ પહેલો :**—આ વિભાગમા જ્યારે "લગ્ન" અથવા "વિધવાનુ લગ્ન" શબ્દ આવે ત્યારે વિધવાનુ પહેલી વારનુ-વૈધવ્ય પ્રાપ્ત થયા પહેલાનુ-લગ્ન સમજવુ. વૈધવ્ય પછીના લગ્ન માટે 'પુનર્લગ્ન' શબ્દ વાપરવામા આવ્યો છે.

**વિધવાઓની અત્યારની સ્થિતિ :**—આ ૧૮૫ વિધવા બહેનોએ જે ઉત્તર આપ્યા છે તેને વિભાગવાર છૂટા પાડીને આ પ્રકરણ તથા તેના કોઠા તૈયાર કરવામા આવ્યા છે

આ ૧૮૫ બહેનોમા માત્ર બે જ આતરજ્ઞાતીય લગ્નો હતા એક વડનગરા નાગર બહેને એક વૈષ્ણવ ભાઈ સાથે અને એક જૈન બહેને એક વૈષ્ણવ ભાઈ સાથે લગ્ન કર્યા હતા તે ઉપરાત આત-પેટાજ્ઞાતીય લગ્નો સાત થયા હતા : (૧) શણોશરા-સાળવી, (૨) ઝાલા-વાલા રજપૂત, (૩) ગોહેલ-જાડેજા રજપૂત, (૩) ઝારોળા-વીશા વાયડા

વૈષ્ણવ, ( ૫ ) બારોટ બ્રહ્મભટ્ટ–બારોટ કવિ, ( ૬ ) વીશા અડાલજા–વીશા ગૌભૂજા વૈષ્ણવ, ( ૭ ) બિયોલા ગરાસિયા–ચાવડા ગરાસિયા. ટકાવારી પ્રમાણે ૧·૦૭ આતરજ્ઞાતીય લગ્નો ગણાય :—

## કોઠો નં. ૧

વિધવા બહેનોની હાલની વય, લગ્નસમયની વય અને વૈધવ્ય સમયની વય.

### વર્ષોમાં વય

| લગ્નસમયે વય | ૦-૫ | ૬-૧૩ | ૧૪-૧૬ | ૧૭ ૨૦ | ૨૧-૨૯ | ૩૦ ને વધુ |
|---|---|---|---|---|---|---|
| વિધવા બહેનોની સંખ્યા | ૮ | ૬૬ | ૭૭ | ૨૯ | ૫ | — |
| વૈધવ્યસમયે વય | — | ૧૭ | ૨૦ | ૫૩ | ૫૪ | ૪૧ |

આ કોઠો દર્શાવે છે કે સૌથી મોટી સંખ્યામા ૧૪ અને ૧૬ વર્ષની વયની વચ્ચે આ વિધવા બહેનોના લગ્ન થયા હતા. ૧૮૫ માથી ૭૭ વિધવાઓ ૧૪ ને ૧૬ વર્ષની વચ્ચે પરણી હતી, જ્યારે ૮ વિધવાઓ તો લગ્નસમયે ૫ વર્ષથી પણ નાની હતી. આ બહેનોની જ્ઞાતિઓ નીચે પ્રમાણે છે:—બાજ ખેડાવાળ બ્રાહ્મણ, ત્રિવેદી મેવાડા બ્રાહ્મણ, રજપૂત, લેઉઆ પાટીદાર, કડવા કણબી, ભોઈ, ગુર્જર સુતાર, સોલંકી ધોબી—કુલ ૮ બહેનો.

બાળલગ્નો કાઈ કોઈ એક જ વર્ગ કે જ્ઞાતિને મર્યાદિત નહોતાં. ગુજરાતમા બધી જ જ્ઞાતિઓમા આ રિવાજ પ્રસરેલો હતો. ૬ થી ૧૩ વર્ષની વય વચ્ચે પરણનાર વિધવાઓની જ્ઞાતિ પણ બ્રાહ્મણથી માડીને સોની સુતાર અને ગરાસિયા સુધી બધી જ હતી.

**બાળલગ્નનિષેધક કાયદાનો ભંગ :**—ઉપરની વિધવાઓમાં કેટલીક ૧૩ વર્ષની વય પહેલાં લગ્ન કર્યું હોવા છતાં સારડા કાયદાનો ભંગ નહોતો કર્યો, કારણ આ કાયદો ૧૯૨૯માં પસાર થયો. તે પછી જે બહેન ૧૩ વર્ષની અંદર લગ્ન કરે તેણે જ આ કાયદાનો ભંગ કર્યો ગણાય. ૧૪ વર્ષથી નાની વયે પરણનાર ૭૪ વિધવાઓમાંથી ૩૭ બહેનોએ આ કાયદાનો ભંગ કર્યો હતો. આમ ૫૦ ટકા બહેનોનાં માતાપિતા કે વાલીએ આ કાયદાનો ભંગ કર્યો હતો.

**વૈધવ્યની વય :**—આ બહેનોની વૈધવ્યની વય જોતાં આપણને ખબર પડે છે કે સૌથી મોટા ભાગની બહેનો ૨૧ અને ૨૯ વર્ષની વયની વચ્ચે વૈધવ્ય પામી હતી. ટકાવાર પ્રમાણે ૨૯ ટકા થાય. આ વય વૈધવ્ય માટે ઘણી નાની હોવા છતાં તેમનાં માતાપિતાએ તેમનાં પુનર્લગ્ન ( માત્ર બે બાદ કરતાં ) નહોતાં કર્યાં.

**વિધવા બહેનોની કેળવણી :**—૧૮૫માંથી ૩૧ બહેનો નિરક્ષર છે. બાકીની બહેનોની કેળવણીનો કોઠો નીચે આપ્યો છે:—

કોઠો નં. ૨

| શિક્ષિત વિધવાઓના શિક્ષણના ધોરણની કક્ષા | વિધવા બહેનોની સંખ્યા |
|---|---|
| માત્ર વાંચતાંલખતાં શીખેલી | ૭ |
| પહેલી ગુજરાતી ચોપડી | ૨ |
| બીજી ગુજરાતી ચોપડી | ૭ |
| ત્રીજી ગુજરાતી ચોપડી | ૯ |
| ચોથી ગુજરાતી ચોપડી | ૨૫ |
| પાંચમી ગુજરાતી ચોપડી | ૧૫ |
| છઠ્ઠી ગુજરાતી ચોપડી | ૧૮ |
| સાતમી ગુજરાતી ચોપડી | ૭ |

| શિક્ષિત વિધવાઓના શિક્ષણના ધોરણની કક્ષા | વિધવા બહેનોની સંખ્યા |
|---|---|
| મૅટ્રિક | ૭ |
| સિનિયર ટ્રેન્ડ | ૮ |
| સેકન્ડ ઈયર ટ્રેન્ડ | ૧૪ |
| ફર્સ્ટ ઈયર ટ્રેન્ડ | ૪ |
| પી. ટી. સી. | ૪ |
| ફાઈનલ પાસ | ૨૦ |
| થર્ડ ઈયર ટ્રેન્ડ | ૧ |
| ફાઈનલ ફેલ | ૧ |
| સેકન્ડ સ્ટેન્ડર્ડ અંગ્રેજી | ૧ |
| થર્ડ સ્ટેન્ડર્ડ અંગ્રેજી | ૨ |
| ગ્રેજ્યુએટ | ૨ |
| નિરક્ષર | ૩૧ |
| | કુલ ૧૮૫ |

નિરક્ષરતા પણ કોઈ એક જ્ઞાતિને મર્યાદિત નથી, કારણ કે એક નિરક્ષર વિધવા વિસનગરા નાગર ગૃહસ્થની ઉચ્ચ જ્ઞાતિની છે જ્યારે બીજી ભોઈ જ્ઞાતિની છે. નિરક્ષર વિધવાઓનો મોટો ભાગ બ્રાહ્મણ જ્ઞાતિનો છે. એકંદરે જોતા શિક્ષિત વિધવાઓનું શિક્ષણધોરણ સારું ગણાય.

**લગ્ન પહેલાં પતિને જોયા હતા કે નહિ :**—૧૮૫ વિધવાઓમાથી ૧૦૨ બહેનો( ૫૫% )એ લગ્ન પહેલા પતિને જોયા પણ ન હતા. ગુજરાતી વાલીઓ કન્યા પોતે વર પસંદ કરે એમ ઈચ્છતાં નથી એમ આ ઉપરથી કહી શકાય. લગ્ન પહેલા પતિને ન જોનાર વિધવાઓમા સૌથી નાની ૨૩ વર્ષની છે જેણે ૧૩ વર્ષની વયે લગ્ન કર્યાં હતા ને એક જ વર્ષ પછી વિધવા બની હતી.

### કોઠો નં. ૩
### લગ્ન પછી પતિ સાથે આ વિધવા બહેનોએ ગાળેલાં વર્ષોની સંખ્યા :

| લગ્નજીવનનો ગાળો | વિધવાઓની સંખ્યા | ટકાવારી |
|---|---|---|
| કુંવારી વિધવા | ૧૭ | ૯.૩ |
| એક વર્ષથી ઓછો ગાળો | ૨૨ | ૧૧.૯ |
| ૨ થી ૫ વર્ષ | ૫૪ | ૨૯.૪ |
| ૬ થી ૧૦ વર્ષ | ૪૦ | ૨૧.૭ |
| ૧૧ થી ૨૦ વર્ષ | ૩૦ | ૧૬.૩ |
| ૨૧ થી ૩૦ વર્ષ | ૧૩ | ૭.૧ |
| ૩૦ થી વધારે | ૮ | ૪.૩ |
| પ્રશ્નનો ઉત્તર નથી આપ્યો | ૧ | |
| | કુલ ૧૮૫ | |

૧૭ કુંવારી વિધવાઓમાંથી માત્ર બે ફરી પરણી છે. પતિ સાથે એક વર્ષથી ઓછું લગ્નજીવન ગાળનાર વિધવાઓમાંથી એકે પુનર્લગ્ન કર્યું છે. પતિ સાથે ૨ થી ૫ વર્ષનું લગ્નજીવન ગાળનાર વિધવાઓની સંખ્યા સૌથી મોટી–૫૪ છે. આ પરિણિત જીવન કોઈ પણ સ્ત્રી માટે ઘણું જ ટૂંકું કહેવાય. આનું કારણ એ હોઈ શકે કે ભારતવાસીનું સરેરાશ આયુષ્ય ૨૫–૨૯ વર્ષનું છે. એક વર્ષથી ઓછું લગ્નજીવન જેણે ગાળ્યું હોય એ વિધવા પર વૈધવ્યની છાપ જીવન પર્યન્ત મારવી તે અયોગ્ય કહેવાય. આવી ૨૨ બહેનો છે. આમાં એક મહિનાથી પણ ઓછું લગ્નજીવન ગાળનાર ૩ બહેનોનો સમાવેશ થાય છે. વ્યવહારમાં આ બહેનોનાં લગ્ન "લગ્ન" ગણાય જ નહિ.

**સંયુક્ત કુટુંબમાં ઘર્ષણ :**—સંયુક્ત કુટુંબોમાં ઘર્ષણ એ સામાન્ય બનાવ છે. સાસુસસરા અને પુત્રવધુ વચ્ચે ઘર્ષણ થાય છે ત્યારે પતિની સ્થિતિ જરા કફોડી બને છે. પોતાના સંયુક્ત કુટુંબમાં ઘર્ષણ થતું હતું કે નહિ તે જાણવા માટે વિધવાઓને પૂછવામાં આવ્યું હતું કે **ઘર્ષણ વખતે પતિ કોનો પક્ષ લેતો હતો.** ઉત્તરો નીચે ટાંક્યા છે :—

કોઠો નં. ૪

| ઉત્તરનો પ્રકાર | ઉત્તર આપનાર વિધવા બહેનોની સંખ્યા | ટકાવારી |
|---|---|---|
| ઘર્ષણ નહોતું થતું | ૫૨ | ૩૩.૮ |
| પતિ પક્ષ નહોતો લેતા | ૨૪ | ૧૫.૬ |
| મારો પક્ષ લેતા | ૨૩ | ૧૫ |
| સાસુ સસરાનો પક્ષ લેતા | ૨૩ | ૧૫ |
| પતિ સમાધાન કરાવતા. | ૧ | ૦.૬ |
| સંજોગવશાત્ ગમે તેનો પક્ષ લેતા. | ૬ | ૩.૯ |
| સંયુક્ત કુટુંબમાં નહોતાં રહેતાં. | ૨૫ | ૧૬.૧ |
| ઉત્તર નથી આપ્યો | ૩૧ | |
| | કુલ ૧૮૫ | |

સૌથી મોટા ભાગની બહેનોએ એમ કહ્યું છે કે "ઘર્ષણ નહોતું થતું." આનો અર્થ એમ થાય કે આપણે ધારીએ છીએ એટલા ઝઘડા સંયુક્ત કુટુંબમાં નહિ થતા હોય. સંભવિત છે કે આમાંની ઘણી બહેનો લાંબો વખત સંયુક્ત કુટુંબમા નહિ રહી હોય, કારણ ઘણી બહેનોના પતિ લગ્ન પછી ટૂંક સમયમાં મૃત્યુ પામ્યા હતા. પતિના મૃત્યુ

પછી આમાંની ઘણી બહેનો સંસ્થા કે આશ્રમમાં રહેવા ગઈ હતી. સંભવિત છે કે આમાંની ઘણી બહેનો—ખાસ કરીને કુંવારી વિધવાઓ પિયર રહેતી હોય.

**લગ્ન પહેલાંની સંમતિ :**—આ વિધવા બહેનોને પૂછવામાં આવ્યું હતું કે "લગ્ન પહેલાં લગ્ન વિષે તમારી સંમતિ લેવામાં આવી હતી ?" ઉત્તરો નીચે ટાંક્યા છે:—

કોઠો નં. ૫

| ઉત્તરોનો પ્રકાર | ઉત્તર આપનાર વિધવા બહેનોની સંખ્યા | ટકાવારી |
|---|---|---|
| સંમતિ લેવામાં આવી હતી | ૭૩ | ૪૦.૫ |
| સંમતિ નહોતી લેવામાં આવી | ૧૦૭ | ૫૯.૫ |
| ઉત્તર નથી આપ્યો. | ૫ | |
| | કુલ ૧૮૫ | |

૧૮૫માંથી ૧૦૭ બહેનોની લગ્નમાં સંમતિ પણ નહોતી લેવામાં આવી. તેનું એક કારણ એ હોઈ શકે કે આમાંની ઘણી બહેનો લગ્નસમયે એટલી નાની હતી કે તેમને પૂછવાનો કાંઈ અર્થ નહોતો. જે દેશમાં લગ્નસમયે કન્યાની સંમતિ લેવાનો રિવાજ નથી તે દેશમાં ૭૩ બહેનોને લગ્નસમયે પૂછવામાં આવ્યું હતું તે પ્રમાણમાં ઘણો મોટો આંકડો કહેવાય. જેમની સંમતિ નહોતી લેવામાં આવી તે બહેનોની લગ્નવય બે વર્ષથી અગિયાર વર્ષની હતી; જ્યારે સંમતિ લેવામાં આવી હતી તે બહેનોમાં દસથી તે તેર વર્ષની લગ્નવય હતી. આવડી નાની વયે લગ્નમાં સંમતિ લેવાનો કશો અર્થ નથી, કારણ કે આ વયે કન્યા લગ્નનો વ્યાપક અર્થ નથી સમજતી. તેમ છતાં ૪૦ ટકા બહેનો કહે છે કે "અમારી સંમતિ લેવામાં આવી હતી" તે ઘણું પ્રગતિમાન લેખાય.

**વૈધવ્ય પહેલાં અને પછી માતાપિતા અને સાસરિયાંની વિધવાબહેન પ્રત્યે વર્તણુંક :**—વૈધવ્ય એ આપણા સમાજમા એક અપશુકનિયાળ, અશુભ બનાવ લેખાય છે સ્ત્રી વૈધવ્ય પામતા સંગાઓની તેના પ્રત્યે વર્તણુક બદલાઈ જાય છે આથી આ બહેનોને પૂછવામા આવ્યુ હતું કે કોઇ સગાઓ એવા હતા કે :—

(૧) વૈધવ્ય પહેલા અને પછી બન્ને સમયે સારી રીતે વર્તતા હતા.

(૨) વૈધવ્ય પહેલા વર્તણુક સારી હતી પણ વૈધવ્ય પછી ખગાબ થઈ.

(૩) વૈધવ્ય પહેલા તેમજ પછી ખગબ રીતે વર્તતા હતા.

(૪) વૈધવ્ય પહેલા વર્તણુક ખરાબ હતી પણ વૈવવ્ય પછી સારી થઈ હતી. ઉત્તરો નીચે ટાકવા છે :—

કોઠો નં. ૬

| ઉત્તરનો પ્રકાર | ઉત્તર આપનાર વિધવાઓની સંખ્યા |
|---|---|
| **વૈધવ્ય પહેલાં ખરાબ વર્તણુક :** | |
| સસરા તરફથી | ૧ |
| સાસુ તરફથી | ૯ |
| માતાપિતા તરફથી | ૦ |
| બધા જ સાસરિયા તરફથી | ૭ |
| **વૈધવ્ય પછી ખરાબ વર્તણુક :** | |
| સસરા તરફથી | ૯ |
| સાસુ તરફથી | ૧૦ |
| માતાપિતા તરફથી | ૫ |
| બધા જ સાસરિયા તરફથી | ૧૮ |
| વૈધવ્ય પહેલા અને પછી બધા જ તરફથી સારી વર્તણુક | ૧૧૩ |

વૈધવ્ય પછી ૨૦ બહેનોને સાસુ તરફથી ત્રાસ હતો. આ અતિ સામાન્ય છે લક્ષ્મીબહેન ડોસાણી કહે છે તેમ સ્ત્રી "સ્વજાતિ શત્રુ છે" ૭ બહેનોને વૈધવ્ય પહેલા બધા જ સાસરિયા તરફથી ત્રાસ હતો ને આ સખ્યા વધીને વૈધવ્ય પછી ૨૮ની થઈ. આ સંખ્યા સૌથી મોટી છે આથી એમ કહી શકાય વૈધવ્ય પછી સાસરિયાની સ્ત્રી પ્રત્યે વર્તણૂક બદલાઈ જાય છે વૈધવ્ય પહેલા પિતા તરફથી ત્રાસ કોઈને ન હતો જ્યારે વૈધવ્ય પછી ૪ બહેનોને પિતા તરફથી ત્રાસ હતો મોટા કુટુબની જવાબદારી ઉપાડવાની હોય તેમા વિધવા દીકરી આવીને રહે તો પિતાનો બોજો વધે. વળી આમા એક બહેનને સાવકી માતા છે. આથી સાવકી માતાની ચઢામણીથી પણ પિતા ત્રાસ દેતા હોય. જે કુટુબમા પત્ની તરીકે સ્ત્રીનુ પ્રતિષ્ઠાભર્યું સ્થાન હોય તે કુટુબમા વિધવા પુત્રવધુ તરીકે ઉચ્ચ સ્થાન નથી રહેતુ ૫ દાખલામા તો માતાપિતાની પણ વૈધવ્ય પછી પુત્રી પ્રત્યે વર્તણૂક બદલાઈ જાય છે સાસરિયાની ખરાબ વર્તણૂકના બે કારણો હોઈ શકે: (૧) વિધવા થાય એટલે સ્ત્રી અપશુકનિયાળ ગણાય તેના પતિના મૃત્યુ માટે તે જ જવાબદાર છે એવુ વહેમી માનસવાળા મનુષ્યો હજી પણ માને છે (૨) વિધવા કુટુબ પર આર્થિક બોજારૂપ પણ ગણાય.

પતિના મૃત્યુ પછી વિધવાનો પક્ષ લેનાર સાસરામા કોઈ હોતુ નથી આથી સભવિત છે કે સાસરિયાને જોર આવે ને વહુને ત્રાસ આપે. પરન્તુ ૧૧૩ બહેનો કહે છે કે "કોઈ ત્રાસ નહોતુ દેતુ." તેનુ કારણ કા તો એમના મનમા ભય હોય કે કા તો એમને ખરેખર સુખ હોય કે કા તો સ્વતત્ર હોય કે સસ્થામા રહેવાસ હોય.

આમાથી માત્ર ૭ બહેનો વ્યવસાયમા નથી જોડાઈ બાકીની બધી બહેનો કાઈક વ્યવસાયમા રોકાયેલી છે વિધવાના વ્યવસાયનો આધાર ત્રણ બાબતો પર છે (૧) તેની હાલની આર્થિક સ્થિતિ, (૨) તેને કોઈ નિભાવનાર છે કે નહિ, (૩) તેનુ શિક્ષણ તેમ જ સમાજના કયા

વર્ગમાથી આવે છે તે, તેમ જ કુટુ બ રૂઢિચુસ્ત છે કે આધુનિક વિચારો-વાળુ છે  વળી શ્રીમન્ત વિધવાઓને વ્યવસાયની જરૂર ન હોય કે શોખ ન હોય  તે ઉપગત સામાજિક સ ગ્થામા રહેતી વિધવા કે ભણતી વિધવા ના કમાન

આ બહેનોમાથી ૬૫ બહેનો માબાપ સાથે રહે છે, ૨૮ સાસરિયા સાથે અને ૭૦ સ્વત ત્ર રહે છે (જેમા સ સ્થાઓ ને આશ્રમોમા રહેનાર બહેનોનો સમાવેશ થાય છે.) સાસરિયા સાથે રહેનાર બહેનોની સ ખ્યા માબાપ સાથે રહેનાર બહેનો કરતા અડધી છે, પણ વિધવા સ્વત ત્ર રહે (સ સ્થાઓમા રહેનાર બાદ કરતા) તે પ્રગતિનુ ચિહ્ન છે  તેનો અર્થ એ થયો કે આજથી પચાસ વર્ષ પર વિધવા માટે એકલા રહેવુ જેટલુ જોખમભર્યુ હતુ એટલુ હવે નથી રહ્યુ  વળી સ્વત ત્ર રહે એટલે કમાવ આમ વિધવા સ્વાવલ બી બને તે આવકારદાયક ગણાય  પોતાના ભાગ્યને દોષ દઈને ઘેર બેસી રહેવા કરતા શિક્ષણનો ઉપયોગ કરીને તે જીવન નિર્વાહ જાતે કરે તે પ્રગતિને પન્થે આગેકૂચનુ ચિહ્ન છે  જે પ્રાન્તમા ઉચ્ચ જ્ઞાતિમા હજી પણ વિધવાપુર્નલગ્ન ઇચ્છનીય નથી ગણાતુ તે ગુજરાત પ્રાન્તમા ચાર બહેનોએ પુનર્લગ્ન કર્યુ છે તે પ્રશ સનીય ગણાય

આ બહેનો લેઉઆ પાટીદાર, તપોધન બ્રાહ્મણ  દશા પોરવાડ વાણિયા અને શ્રીગોડ બ્રાહ્મણ જ્ઞાતિની છે

વિધવા માટે પતિની સ પત્તિ  ઘણી મહત્ત્વની વસ્તુ છે  તે સ પત્તિ મળ છતા વિધવાના હાથમા નથી આવતી કારણ કે સગાવહાલા તે ઉચાપત કરી જાય છે  આ બહેનોને પૂછવામા આવ્યુ હતુ કે “પતિ સ પત્તિ મૂકી ગયા હતા કે નહિ?” ૧૨૦ બહેનોએ હકારમા ઉત્તર આપ્યો ને ૫૮ બહેનોએ નકારમા ૭ બહેનોએ ઉત્તર ના આપ્યો પરતુ આમાથી માત્ર ૩૧ વિધવા બહેનો પાસે જ પતિની સ પત્તિ છે ૭૦ બહેનોએ પોતાની પાસે સંપત્તિ છે કે નહિ તેનો ઉત્તર નથી

આપેલ બાકીની ૮૪ બહેનોની સંપત્તિ કાં તો સંયુક્ત છે, કાં તો સાસરિયા પાસે છે કે કાં તો સાવકા પુત્રે કે પુત્રીએ ખરચી નાખી છે એક બહેન પાસેથી બળજબરીથી લઈ લેવામાં આવી છે ૬ બહેનોને ખબર નથી કે કોની પાસે સંપત્તિ છે આમ પતિ કાયદા પ્રમાણે સંપતિ મૂકી જાય તો પણ વિધવાને વ્યવહારમાં મોટે ભાગે તે મળતી નથી ૭ બહેનો એમ લખે છે કે પતિ પુષ્કળ સંપત્તિ મૂકી ગયા છે પણ તેમાંથી એકની પણ પાસે સંપત્તિ નથી વ્યવહારમાં સંપત્તિ સગાઓ પાસેથી મેળવવા વિધવાને કેસ માંડવો હોય તો તેને તે વિષે માહિતી આપનાર કોઈ નથી હોતું વળી વકીલ રોકવાના નાણાં નથી હોતા કોઈ વાર કેસનો ખર્ચ એટલો થઈ જાય છે કે સંપત્તિ મળે તો પણ બધી જ તેમાં ખરચાઈ જાય છે કેસ હારી જાય તો સગાસંબંધી પછીથી તેનો બહિષ્કાર કરે છે ને રાખતા પણ નથી વળી નિરાધાર વિધવાના સાક્ષી થનાર પણ થોડા જ લોકો હોય છે જ્ઞાતિનો ડર, સાસરિયાનો ડર, કેસ હારી જાય તો નિરાધાર થઈ જવાનો ડર, નૈતિક હિંમતનો અભાવ, પછીથી બધા જ સગા સાથે સંબંધ તૂટી જવાનો ડર, એમ અનેક વિઘ્નોને લઈને વિધવા સંપત્તિ માટે કેસ નથી લડતી સાસરિયા કે સગા કોર્ટમાં હા પાડીને પછી વ્યવહારમાં સંપત્તિ ના આપે તો વિધવા સ્ત્રી ઘડી ઘડી કેમ કોર્ટમાં જઈ લડી શકે ?

**વિભાગ બીજો :**—પહેલા વિભાગમાં વિધવા બહેનોની હાલની સ્થિતિ આપણે જોઈ બીજા વિભાગમાં આપણે પ્રત્યેક વિધવાની જ્ઞાતિના રિવાજો વિષે વિગતવાર જોઈશું

ગુજરાતમાં લગ્ન સમયે ઘણી જ્ઞાતિઓમાં કન્યાને સ્ત્રીધન આપવાનો રિવાજ છે આ સ્ત્રીધન અથવા "પલ્લુ" પર સ્ત્રીનો એકલીનો સંપૂર્ણ અધિકાર છે પતિ પણ જરૂરિયાત વગર તેને અડકી શકે નહિ કુટુંબને જરૂરિયાત છે કે નહિ તેનો નિર્ણય લેવાનો અધિકાર

પતિનો છે વળી પલ્લાની રકમ ઘણી જ્ઞાતિઓમા એટની ઓછી હોય છે કે તેમાથી વિધવાનુ ભરણપોષણ થનુ અશક્ય છે આથી આ બહેનોને પૂછવામા આવ્યુ હતુ કે "તેમને લગ્ન સમયે પલ્લુ મળ્યુ હતુ? અને જો મળ્યુ હોય તો હાલ એની પાસે છે?'

લગભગ બધી જ જ્ઞાતિઓમા થોડી બહેનોને મળ્યુ હતુ ને થોડી બહેનોને પલ્લુ નહોતુ મળ્યુ આમા ઓછામા ઓછુ પલ્લુ ૨૦ રૂ નુ હતુ જે બ્રાહ્મણ જ્ઞાતિની બહેનને મળ્યુ હતુ જ્યારે વધારેમા વધારે ૧૦,૦૦૦ રૂ હતા જે વૈષ્ણવ બહેનને મળ્યા હતા એક વૈષ્ણવ બહેનને ૮૦ તોલા સોનુ મળ્યુ હતુ. બીજી બહેનોને ઓછા તોલા સોનુ કે ચાદી મળ્યા હતા આ ૧૮૫ બહેનોમાથી માત્ર ૪૮ બહેનો પાસે અત્યારે પલ્લુ છે બાકીનાનુ પલ્લુ કુટુબીજનોએ ખરચી નાખ્યુ છે કે કોઈનુ સયુક્ત સપત્તિમા જોડી દેવામા આવ્યુ છે આમ સ્ત્રીધનનો સાચો અર્થ કોઈક જ દાખલામા જોવામા આવશે કાયદો પતિને "જરૂરની વખતે" સ્ત્રીધન વાપરી નાખવાની સત્તા આપે છે સ્ત્રીધનની રકમ એટની હોની જોઈએ કે ત્યક્તા કે વિધવા બને ત્યારે તેના વ્યાજમાથી નિભાવ કરી શકે, પણ ભારત જેવા ગરીબ દેશમા વ્યવહારમા આટલી મોટી રકમ કન્યાને વરપક્ષ આપે તે મુશ્કેલ છે આ પ્રશ્ન ઘણુખરુ અણઉકેલ્યો રહેશે વળી જ્યારે સ્ત્રીને જરૂર પડે ત્યારે સ્ત્રીધન તેની પાસે હોવુ જોઈએ, પણ આપણે ઉપર જોઈ ગયા તેમ તે વ્યવહારમા દર વખતે નથી બની શકતુ, કારણ કે સાસરિયા કે પતિ "જરૂરિયાત છે" કહીને તે લઈ લે છે

**ક્ષૌરકર્મનો રિવાજ :**—ગુજરાતમા ગામડામા હજી પણ વિધવા બનતા જ સ્ત્રીને માથે મુડન કરાવવાનો રિવાજ છે શહેરોમાથી આ રિવાજ લગભગ અદશ્ય થઈ ગયો છે બહેનોને પૂછવામા આવ્યુ હતુ, "તમારી જ્ઞાતિમા ક્ષૌરકર્મનો રિવાજ છે?"

બ્રાહ્મણ જ્ઞાતિમાં :—નીચેની પેટાજ્ઞાતિઓમાં રિવાજ છે :— અનાવિલ, દેવરૂખી ઋગ્વેદી, ગિરનારા, મોટા ચોવીસા, ઔદિચ્ય સહસ્ર, તપોધન, શ્રીગોડ, ભટ્ટ મેવાડા, ઔદિચ્ય ટોળકિયા, ત્રિવેદી મેવાડા, બાજ ખેડાવાળ, જોશી, ગોમતીવાળ, મેધુલ, મોતાળા, મોઢ, ચોર્યાશી મેવાડા.

બ્રાહ્મણ જ્ઞાતિમાં :—નીચેની પેટાજ્ઞાતિઓમાં રિવાજ નથી :— (વડનગરા-વીસનગરા-સાઠોદરા-પ્રશ્નોરા)-નાગર ગૃહસ્થ, નાગર બ્રાહ્મણ.

વૈષ્ણવ જ્ઞાતિ :—નીચેની પેટાજ્ઞાતિઓમાં રિવાજ છે :— દશા શ્રીમાળી, દશા પોરવાડ, વીશા શ્રીમાળી, દશા નીમા, વીશા લાડ, મેવાડા, દશા વાયડા, નાગર, મોઢ, વીશા અડાલજ્ઞ, દશા ખડાયતા, સોની, દશા મોઢ, દશા દીશાવાળ, કપોળ, કચ્છી તથા હાલાઈ લુહાણા, ઘોઘારી લુહાણા.

વૈષ્ણવ જ્ઞાતિ :—નીચેની પેટાજ્ઞાતિઓમાં રિવાજ નથી :— દશા સોરઠિયા, આરોળા અને વીશા ઓસવાળ.

જૈન જ્ઞાતિ :—માત્ર દશા શ્રીમાળીમાં છે એમ એક બહેને લખ્યું છે.

જૈન જ્ઞાતિ :—નીચેની પેટાજ્ઞાતિઓમાં રિવાજ નથી :— વીશા હુમડ દિગમ્બર, દશા પોરવાડ, દશા ઓસવાળ, વીશા ઓસવાળ, વીશા શ્રીમાળી.

રજપૂતમાં :—નીચેની પેટાજ્ઞાતિઓમાં ક્ષૌરકર્મનો રિવાજ છે :— (આમાં ગરાસીઆ જ્ઞાતિઓનો સમાવેશ થાય છે.) :—ઝાલા, ગોહીલ, ચોર્યાશી ગરાસિયા, ખિચેલા ગરાસિયા, લાડિયા ગરાસિયા.

રજપૂતમાં :—નીચેની પેટાજ્ઞાતિઓમાં રિવાજ નથી :—ચોહાણ.

કારીગરવર્ગમાં :—નીચેની જ્ઞાતિઓમાં રિવાજ છે :—દરજી, મેવાડા સુતાર, ગુર્જર સોની.

**કારીગરવર્ગમાં:**—નીચેના જ્ઞાતિઓમાં રિવાજ નથી:—ખત્રી, કંસારા, સોલંકી ધોબી, ગુર્જર સુતાર, પંચાલ લુહાર, મોઈ.

લેઉઆ પાટીદાર તેમજ ગમાનંદી બાવાજીમા ક્ષૌરકર્મનો રિવાજ છે.

કાયસ્થ, બારોટ બ્રહ્મભટ્ટ, કડવાકણબી, બ્રહ્મ ક્ષત્રિય, વાઘરીમા આ રિવાજ નથી

કોઈ કોઈ પેટાજ્ઞાતિઓમા અમુક બહેનોએ "રિવાજ છે" એમ લખ્યું છે જ્યારે તે જ જ્ઞાતિની બીજી બહેનોએ "રિવાજ નથી" એમ લખ્યું છે. આનુ કારણ એક એ છે કે આ પરસ્પરવિરોધી ઉત્તરો આપનાર બહેનો એક જ પેટાજ્ઞાતિની છતા તેમની વયમા ઘણો તફાવત છે. મોટી વયની બહેન હા પાડે, કારણ કે જ્ઞાતિમા રિવાજ છે જ્યારે તે જ પેટાજ્ઞાતિની નાની વિધવા ના પાડે, કારણ રિવાજ એના સમયમા જ્ઞાતિમાથી નીકળી ગયો હોય. વળી ગામડામા અમુક પેટાજ્ઞાતિમા રિવાજ હોય છે જ્યારે એ જ પેટાજ્ઞાતિના કુટુંબો શહેરમા જઈ વસ્યા પછી વિધવાનું મુંડન નથી કરાવતા. કોઈ બહેનની જ્ઞાતિમા રિવાજ હોય છતા તેને પોતાને ના મુંડન કરાવ્યું હોય તો એમ લખે છે કે "અમારી જ્ઞાતિમા આ રિવાજ નથી."

આમા ૭૮ વર્ષના જે સૌથી મોટા વિધવા બહેન છે તે વડનગરા નાગર જ્ઞાતિના હોઈ તેમને મુંડન નહોતુ કરાવવામા આવ્યુ જ્યારે સૌથી નાની ૧૫ વર્ષની વિધવા ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ હોઈ તેને મુંડન કરાવવુ પડ્યું હતું. આ બહેન કુંવારી વિધવા છે. બીજી એક મેવાડા વૈષ્ણવ જ્ઞાતિની બહેન ૨૦ વર્ષે પરણીને ૨૧ વર્ષે વૈધવ્ય પામતા તેનુ મુંડન કરવામા આવ્યું હતુ. આ બન્ને બહેનો ૧૯૫૪મા વૈધવ્ય પામી હતી. આ પરથી જણાય છે કે ગુજરાતમા હજી ક્ષૌરકર્મનો રિવાજ કઈ જ્ઞાતિઓમા કેટલો સુસ્તપણે પળાય છે.

**વિધવા પુનર્લગ્નનો રિવાજ:**—આ બહેનોને પૂછવામાં આવ્યું હતું, "તમારી જ્ઞાતિમાં વિધવા પુનર્લગ્નનો રિવાજ છે?" જે જ્ઞાતિઓમા છે તે નીચે આપી છે:—

**બ્રાહ્મણ:**—તપોધન, દેવરૂખી ઋગ્વેદી, દેવરૂખી.

**વૈષ્ણવ:**—સોરઠિયા વૈષ્ણવ, દશા મોઢ, હાલાઈ લુહાણા, ઘોઘારી લુહાણા.

**રજપૂત:**—ચોહાણ.

**કારીગરવર્ગ:**—પંચાલ લુહાર, સોલંકી ધોબી, દરજી ભોઈ.

**અન્ય જ્ઞાતિઓ:**—કાયસ્થ (રિવાજ સામાન્ય નથી પણ છૂટ છે). સૌરાષ્ટ્રના બ્રહ્મક્ષત્રિય, બ્રહ્મક્ષત્રિય, ગુજરાતી મરાઠા, ઠાકોર, વાઘરી, કડવા કણબી, લેઉઆ પાટીદાર (રિવાજ સામાન્ય નથી પણ છૂટ છે). રામાનંદી બાવાજી. જૈન બહેનોના ઉત્તર પ્રમાણે વિધવા-વિવાહનો રિવાજ તેમનામાં નથી. જૈન ધર્મશાસ્ત્રો છૂટ આપે છે છતાં આ રિવાજ નિર્મૂળ થઈ ગયો છે. તે બતાવે છે કે ધર્મશાસ્ત્રો કરતાં સામાજિક રિવાજો કેટલા પ્રબળ છે. લેઉઆ પાટીદારોમાં સો વર્ષ પહેલાં આ રિવાજ હતો પણ બ્રાહ્મણોની દૃષ્ટિમાં પ્રતિષ્ઠિત સ્થાન મેળવવા કાઢી નાખ્યો.

વિધવાવિવાહની છૂટ અને ક્ષૌરકર્મના રિવાજને કોઈ પણ પ્રકારનો સંબંધ નથી, કારણ કે જે જ્ઞાતિઓમાં પુનર્લગ્નનો રિવાજ છે તે પણ ક્ષૌરકર્મ વિધવાને કરાવે છે.

**વિભાગ ત્રીજો:**—બહેનોને પૂછવામાં આવ્યું હતું કે "તમને સંયુક્ત કુટુંબમાં રહેવાનું ગમે કે વિભક્ત કુટુંબમાં તે કારણો સાથે જણાવો."

**સંયુક્ત કુટુંબ પ્રથા:**—પસંદ કરનાર બહેનો નીચેનાં કારણો

"આર્થિક કે બીજી જરૂરિયાતમા મદદ મળે. દુ ખમા કોઈ ભાગ લેનાર હોઈ દુ ખ ઓછુ થાય છે એકલા રહેવુ ગમે નહી તેમજ એકલા રહેવુ જોખમ ભર્યું છે જવાબદારી ઓછી વૃદ્ધત્વમા એકલતા સાલે. યુવાન વયમા એકલા રહેવામા જોખમ છે નાના બાળકો સચવાય. સ્ત્રી પ્રેમ ને સહનશિલતા શીખે વિધવા સ્ત્રીની નિંદા કોઈ ના કરે"

વિભક્ત રહેવાનુ પસદ કરતી બહેનોએ નીચે પ્રમાણે કારણો આપ્યા હતા —

"સાસરિયા વિધવા પાસે ગુલામી કરાવે છે, તેને મહેણા મારે છે, તેને અપશુકનિયાળ ગણે છે, સયુક્ત કુટુબમા હમેશ ઝગડા થાય છે વિધવાને આર્થિક અને સામાજિક સ્વાતત્ર્ય જુદા રહેવાથી મળે છે, સાસરિયા વિધવાની સામાજિક પ્રગતિ અને માનસિક વિકાસ આડે મોટા વિઘ્નરૂપ છે વિધવાને કોઈના ભારરૂપ થવુ નથી ગમતુ. સયુક્ત કુટુબ દરેક વાતમા વિઘ્ન નાખે છે પોતાને ગમતી રીતે રહેવાય સ્વમાન જળવાય છે"

ઉપરના સયુક્ત કુટુબની તરફેણના તેમજ વિભક્ત કુટુબની તરફેણના કારણો ખૂબ જ રસપ્રદ છે. સહીસલામતી, આર્થિક ચિંતાઓ માથી મુક્તિ, બાળકોના ભણતર માટે મળતી સગવડ, જરૂર પડે મા દે સાજે મળતી સહાય, એકલા રહેવાની જોખમદારીમાથી મુક્તિ, અશિક્ષિત વિધવાને આર્થિક સહાય, આશ્રય, અજાણી વ્યક્તિ ભોળવે ને મિલ્કત લઈ લે તેની તકનો અભાવ, અનીતિને માર્ગે જવાની તકની ઓછી સભવિતતા, વગેરે અનેક લાભો સયુક્ત કુટુબમા છે જ્યારે સયુક્ત કુટુબના ગેરલાભમા સ્વતત્ર જીવન જીવવાની ઇચ્છા, ઘર્ષણો નિવારવાની ઇચ્છા, સાસરિયાની ગુલામી સ્વીકારવાની અનિચ્છા, સાસરામા મળતા ત્રાસમાથી મુક્તિ, સ્વમાનની સાચવણી, પરાવલબી જીવન ગાળવાની અનિચ્છા, પ્રગતિ અને વિકાસમા સાસરિયા વિઘ્નરૂપ

હોવાની માન્યતા વગેરે અનેક કારણો છે. આર્થિક ચિંતાઓમાંથી વિધવાને મુક્તિ મળે પણ આર્થિક બોજારૂપ થવા માટે મહેણાં પણ પડે છે. પોતાની કમાણી બચાવાય નહિ ને અંગત ખર્ચ માટે બહુ નાણાં મળે નહિ. એકલા રહેવામા કોઈ ફસાવે તેનો ભય છે પણ સાસરામા કોઈ વિષયી પુરુષ હોય તો યુવાન વિધવાને પુષ્કળ ત્રાસ પડે. સંયુક્ત કુટુંબમા બધાની ઇચ્છા આગળ નમવું પડે, પોતાની ઇચ્છા વ્યક્ત થાય નહિ. ઘસડબોળો કરવા છતા જશ મળે નહિ ને સંતાનોના લગ્નમાં કાંઈ અભિપ્રાય અપાય નહિ. કોઈ અજાણી વ્યકિત મિલકત ઉચાપત કરી જઈ શકે નહિ પણ સાસરિયાં કે પિયરિયાંજ ઘણીવાર મિલકત ઉચાપત કરી જાય છે. કોઈ પણ બહેને એમ નથી લખ્યું કે વિધવાને સંયુક્ત કુટુંબમાં માનસિક કે શૈક્ષણિક પ્રગતિની તક મળે છે કે વ્યકિતત્વ વિકસાવવાનો અવકાશ સાંપડે છે.

આપણા દેશમાં વૈધવ્ય એ એક દુર્ભાગી અકસ્માત નથી ગણાતો પણ એનો દોષ કોઈને કોઈ કારણ પર ઢોળાય છે. આ બહેનોને પૂછવામાં આવ્યું હતું કે "તમે વૈધવ્ય માટે કોને દોષિત ગણો છો ?" ૧૪૧ બહેનો પોતાના કર્મને દોષિત ગણે છે. ૧૮૫માંથી ૧૫૮ બહેનો ૧૬ વર્ષની વય પહેલાં પરણી હતી છતાં એક જ બહેન બાળલગ્નને દોષિત ગણે છે. સામાજિક રીતરિવાજો, પહેરામણીની પ્રથા, જ્ઞાતિના રીતરિવાજો, કન્યા વિક્રય, વગેરે કારણોને બહેનો દોષ દે છે. થોડીક જ બહેનો અયોગ્ય લગ્ન કરીને વૈધવ્યમાં પોતાને ધકેલવા માબાપને દોષ દે છે. ચાર બહેનો સંયોગો અને ઈશ્વરના કોપને જવાબદાર ગણે છે. માત્ર ત્રણ જ બહેનો આ દુર્ઘટનાને એક દુર્ભાગી અકસ્માત ગણે છે.

આ વિધવા બહેનોને પૂછવામાં આવ્યું હતું કે "વિધવાએ પુનર્લગ્ન કરવું જોઈએ કે નહિ અને કેવી વિધવાએ પુનર્લગ્ન કરવું જોઈએ ?" વૈધવ્યનાં દુઃખોમાંથી પુનર્લગ્નને આ બહેનો મુક્તિનો માર્ગ ગણે છે કે

નહિ તે જાણવા આ પ્રશ્ન પૂછવામા આવ્યો હતો ૯૭ બહેનોએ પુનર્લગ્નની તરફેણમા મત આપ્યો ૭૪ બહેનો એ વિરૂદ્ધમા ૧૪ બહેનોએ ઉત્તર ના આપ્યો પુનર્લગ્નની તરફેણમા લખનાર બહેનો એ **"કેવા પ્રકારની વિધવાએ પુનર્લગ્ન કરવુ જોઈએ"** તે વિષે નીચે પ્રમાણે લખ્યુ છે

"સંતાન રહિત, નિરાધાર, પરાવલબી, પોતાની જાત પર સયમ ના રાખી શકતી હોય તેવી, યુવાન બાળ વિધવા, એકલવાયી, સુખી થવા ઇચ્છતી, માબાપે કરાવેલા લગ્નથી વૈધવ્ય પામેલી, સ્વાવલબી બનવા ઇચ્છતી, કુવારી વિધવા, પરાણે પરણાવેલી, પુષ્કળ સતાનો વાળી, આર્થિક ચિંતામાથી મુક્ત થવા ઇચ્છતી, વૃદ્ધ લગ્નનો ભોગ બનેલી, નીતિમય જીવન ગાળવા ઇચ્છતી, (એક બહેન લખે છે કે આજે સો એ પાચ વિધવાઓ પણ નીતિમય જીવન નહિ ગાળતી હોય ) જીવન સામે એકલે હાથે ઝઝુમવા અશક્ત, અપશુકનિયાળ મનાતી, સાસરિયા તરફથી ત્રાસ ભોગવતી, પુરૂષો હેરાન કરતા હોય એવી, લગ્ન પછી તરત વૈધવ્ય પામી હોય એવી, કમાવાને અશક્ત, વિધવાએ પુનર્લગ્ન કરવુ જોઈએ '

માત્ર દશ જ બહેનોએ લખ્યુ છે કે જેને ઇચ્છા હોય તે વિધવાએ પુનર્લગ્ન કરવુ જોઈએ એક બહેન વિધવા પુનર્લગ્નની તરફેણમા છે પણ માને છે કે સમાજ તેનો અવશ્ય બહિષ્કાર કરશે, અને આખર તો એને સમાજમા રહેવાનુ છે આમા નોંધપાત્ર એ છે કે સતાન ન હોવા તેમજ પુષ્કળ સતાન હોવા, બન્ને કારણો પુનર્લગ્ન કરવા માટે જરૂરી ગણાવવામા આવ્યા છે —

પુનર્લગ્ન કેવા પ્રકારની વિધવા એ ન કરવુ જોઈએ તેના ઉત્તરો નીચે આપ્યા છે

"જેણે સસાર સુખ લાબો સમય ભોગવ્યુ હોય, બાળકોવાળી,

સમમી, શ્રીમન્ત, ત્રીસ વર્ષની ઉપરની, કુટુબ જેને રક્ષણ આપે છે તેવી, કમાવાને શક્તિમાન, વૃદ્ધ, આર્થિક રીતે સ્વતંત્ર, પ્રેમલગ્નની વિધવાએ પુનર્લગ્ન ના કરવુ જોઈએ "

બાળકો હોવાનુ કારણ પુનર્લગ્નની તરફેણમા તેમજ વિરૂદ્ધમા ગણાવવામા આવ્યું છે પણ બાળકો ન હોવાનું કારણ પુનર્લગ્નની તરફેણમા ગણાવાયુ છે પણ બાળકોવાળી વિધવાને આર્થિક સહાયની વધુ જરૂર હોવાથી તેને પુનર્લગ્નની વધુ જરૂર છે, એમ કહેવામા આવ્યું છે.

આજની સામાજિક રચના એવી છે કે વિધવા પુનર્લગ્ન કરીને નીતિમય જીવન ગાળે એ ઇચ્છનીય છે. જીવનમાં પોતાનું કહેવાય એવુ કોઈ સ્વજન જોઈએ. તેમ છતાં પુનર્લગ્નની વિરુદ્ધ ઘણા મત છે. એક બહેને લખ્યું છે કે "અમારી નાતમા જો કોઈ વિધવા પુનર્લગ્ન કરે તો નાતવાળા તેને મારી જ નાખે " ખાસ કારણ વગર વિધવાએ ફરી ન પરણવું જોઈએ એવા કેટલાક અભિપ્રાયો છે. વળી જો કર્મમા વૈધવ્ય લખ્યુ જ હોય તો પુનલગ્ન કરે તોપણ વૈધવ્ય આવે જ એવો ભય કેટલીક બહેનો એ દર્શાવ્યો છે એક બહેન કહે છે કે "પતિ તો પરમેશ્વર છે તો પછી બીજો પતિ કેમ કરાય?" શાસ્ત્રોમા ને હિન્દુ સમાજમા પુનર્લગ્નની મના છે અને પુત્રી પુનર્લગ્ન કરે તે માબાપ માટે કલંક સમાન છે એવા પણ અભિપ્રાય છે. પુનર્લગ્નથી કુટુંબી જનો સાથે ઘર્ષણ થાય એવો પણ એક મત છે જ્યારે એક બહેન લખે છે કે "લગ્નસમયે સ્ત્રી પ્રતિજ્ઞા લે છે કે આ ભવમા બીજો પતિ ન કરવો, પછી કેમ ફરી પરણાય?"

વિધવા પુનર્લગ્નની તરફેણમા જે કારણો છે તેમાના ઘણાખરા વિધવાના જીવનની કોઈ મુશ્કેલી નિવારવા માટે સૂચવવામા આવ્યા છે. માત્ર દશ જ બહેનોએ બિનશરતી, સ્વેચ્છાએ થતા પુનર્લગ્નને અપનાવ્યુ છે. વિધવાવિવાહની વિરુદ્ધના કારણો વહેમો, શાસ્ત્રાજ્ઞા, ધાર્મિક અવરોધો

જ્ઞાતિનો ભય, સમાજનો ભય, બીજા લગ્નમાં પણ કમભાગ્યનો ભય, ધાર્મિક આજ્ઞાઓના ઉલ્લંઘનનો ભય, વગેરે અનેક પ્રકારના ભય પર રચાયાં છે. બાળકો પ્રત્યે પુનર્લગ્ન કરેલી વિધવા બેદરકારી દર્શાવે એ ભય છે; પણ પુનર્લગ્ન ના કરી શકનાર વિધવાનાં બાળકોની પોષણની જવાબદારી કોણ લે એ ભય આમાં સેવાયો નથી.

તે પછી આ બહેનોને પૂછવામાં આવ્યું હતું, "પુનર્લગ્ન કરેલી વિધવાને તમે અપનાવશો?" ૧૩૫ બહેનોએ હા પાડી હતી. એક બહેને એમ લખ્યું હતું કે "એ વિધવાની જ્ઞાતિમાં પુનર્લગ્નનો રિવાજ હોય તો જ હું અપનાવું." એક બહેને એમ લખ્યું હતું કે "પોતાના સિવાય અન્ય કોઈ પણ જ્ઞાતિની વિધવા પુનર્લગ્ન કરે તો તેને અપનાવું".

૫૬.૭ ટકા બહેનો વિધવાવિવાહની તરફેણમાં છે પણ ૮૩ ટકા બહેનો પુનર્લગ્ન કરેલી વિધવાને અપનાવવા તૈયાર છે. આ પેઢીમાં પુનર્લગ્ન કરેલી વિધવાને અપનાવવાનું માનસ કેળવાયું છે તો આવતી પેઢીમાં અવશ્ય વિધવાવિવાહને ઉત્તેજન આપતું માનસ કેળવાશે એમ આશા રાખી શકાય.

(૧) જ્ઞાતિના રીતરિવાજો, (૨) સાસરિયાંનું કુટુંબ, સાસરિયાંનો પૈસો, (૪) વરની યોગ્યતા. ઉત્તરો :—

કોઠો નં. ૭

| વિધવા બહેનોની સંખ્યા | કઈ બાબતોને લગ્નમાં મહત્ત્વ આપવામાં આવ્યું હતું ? |
|---|---|
| ૭ | જ્ઞાતિના રીતરિવાજો |
| ૫ | સાસરિયાંનો પૈસો |
| ૪૮ | બધી જ ચાર બાબતો |
| ૩૬ | જ્ઞાતિના રિવાજો, વરની યોગ્યતા, સાસરાનું કુળ. |
| ૨૬ | વરની યોગ્યતા. |

૧૧૬ બહેનોના દાખલામાં બીજી બાબતો ઉપરાંત જ્ઞાતિના રિવાજોને મહત્ત્વ આપવામાં આવ્યું હતું તે બતાવે છે કે હજી જ્ઞાતિનાં બંધનો કેટલાં સખત છે. જેમના દાખલામાં સાસરાનું કુળ તેમજ પૈસો જોવામાં આવ્યાં હતાં તે બધી જ બહેનો જ્ઞાતિમાં પરણી છે. એટલે એમના દાખલામાં પણ જ્ઞાતિના રિવાજો પાળવામાં આવ્યા હતા એમ કહી શકાય. ૬૨ બહેનોના દાખલામાં પૈસાને મહત્ત્વ આપવામાં આવ્યું ન હતું. ૭૪ બહેનો ૧૩ વર્ષની વય પહેલાં પરણી હતી તેથી એમને લગ્ન વિષે માહિતી ન હોય એ સંભવિત છે. આમાં માત્ર બે જ આંતરજ્ઞાતીય લગ્નો છે.

" માતાપિતા લગ્નમાં પુત્રીના સુખનો વિચાર કરે છે ? ' એવો પ્રશ્ન આ બહેનોને પૂછવામાં આવ્યો હતો. ૯૪ બહેનોએ હકારમાં ને ૪૩ બહેનોએ નકારમાં જવાબ આપ્યો હતો. બીજા વિવિધ પ્રકારના ઉત્તરો હતા. "કોઈ વાર સુખ જુએ છે," માબાપો મહેનત તો કરે છે,"

"માત્ર શિક્ષિત માબાપો જ પુત્રીના સુખનો વિચાર કરે છે." એક બહેને એમ લખ્યું છે કે "લગ્નમા પુત્રીના સુખનો વિચાર કરવો એ માબાપો માટે શકય જ નથી." આનો અર્થ એમ જ થયો કે "હિંદુ લગ્નમા માબાપોને બીજી એટલી બાબતો ધ્યાનમા લેવાની છે કે પુત્રીના સુખ જેવી મહત્ત્વની બાબત પર ધ્યાન આપવું શકય જ નથી" આ કેટલું નિરાશાજનક માનસ !

આમાથી ઘણી બહેનોનો વર માત્ર સ્વજ્ઞાતિનો હતો એ જ કારણે લગ્ન કરવામા આવ્યા હતા. જ્ઞાતિબંધનો ના હોય તો લગ્નક્ષેત્ર બહોળું બને. આ કારણે આ બહેનોને પૂછવામા આવ્યું હતું કે "આંતરજ્ઞાતીય લગ્નો ઇચ્છનીય ગણાય કે નહિ ?" ૫૦ બહેનોએ હકારમા ને ૧૧૭ બહેનોએ નકારમા જવાબ આપ્યો હતો જ્યારે પૂછવામા આવ્યું કે કોઈ કન્યા પોતાનો વર પસંદ કરે એ ઇચ્છવા યોગ્ય ખરું કે નહિ ? ત્યારે ૧૨૦ બહેનોએ હકારમા ને ૪૯ બહેનોએ નકારમા જવાબ આપ્યો હતો બાકીનાએ ઉત્તર નથી આપ્યો એ સમજી લેવાનું છે અહીં પહેલા બીજા પ્રશ્નોના આકડા ઊલટસુલટ થયા છે તો તેનો એમ અર્થ કરી શકાય કે જે ૧૨૦ બહેનોએ કન્યા પોતે વર પસંદ કરે તે ઇચ્છવા યોગ્ય ગણ્યું છે, તેમાથી ૭૦ બહેનો કન્યાને સ્વજ્ઞાતિનો વર હોય તો જ પસંદ કરવાની છૂટ આપે છે. બે બહેનોએ કુટુંબની સંમતિથી આંતરજ્ઞાતીય લગ્ન કરવુ એમ લખ્યું છે તે સમજપૂર્વક લખ્યું છે. આમ ના કરે તો હજી આપણા સમાજમાં માતાપિતા આવા લગ્ન માટે પુત્રપુત્રી સાથે સદંતર સંબંધ તોડી નાખે છે. આથી સંમતિ હોય ને ઘર્ષણ ટાળી શકાય તો સારું.

**આજના ગુજરાતી સમાજમાં વિધવાની સ્થિતિ :—** આજના ગુજરાતી સમાજમા વિધવાનું સ્થાન કેવું છે તે વિષે વિધવા પોતે શું ધારે છે તે અતિ મહત્ત્વનું છે. સમાજમા વિધવાનું સ્થાન ઊંચે લાવવાની જરૂર છે કે નહી તેનો આધાર આ અભિપ્રાય પર છે

આથી આ બહેનોને પૂછવામા આવ્યુ હતુ કે "ગુજરાતી સમાજમા વિધવાનુ સ્થાન ઉંચુ, મધ્યમ કે બીજી વ્યક્તિઓ કરતા નીચુ છે?" ૪ બહેનો એ "ઉંચુ છે" એમ લખ્યું છે ૪૧ બહેનોએ "સાધારણ" એમ લખ્યુ છે ૧૩૨ બહેનોએ "સમાજમા અન્ય વ્યક્તિઓ કરતા નીચુ એમ લખ્યુ છે એક જ બહેને લખ્યુ છે" "જો વિધવા સ્વતંત્ર હોય તો ઉંચુ, નહિ તો નીચુ" જે જવાબ મહદ્ અંશે સાચો છે તે આપણે સંયુક્ત કુટુંબના લાભાલાભ વગેરે જોયા ત્યારે જોઈ ગયા પચાસ વર્ષમા સુધારકોના પ્રયાસોને કાયદાઓ તેમજ સમાજના પોતાના પ્રગતિશીલ માનસને લઈને વિધવાનુ સ્થાન સમાજમા સાધારણ ઉપર આવ્યુ છે પણ તેની સ્થિતિ સંતોષકારક તો ન જ કહી શકાય જે ૪ બહેનોએ સ્થાન ઉંચુ ગણાવ્યુ છે તેમણે બહુ વિચાર કરીને આ ઉત્તર લખ્યો લાગતો નથી કારણ કે આ ચારે બહેનો ગરીબ સ્થિતિની છે અને એને તો તેમના માબાપ નભાવે છે

તે પછી પૂછવામા આવ્યુ, "જો તમે વિધવાની સામાજિક સ્થિતિ જોઈએ તેવી સંતોષકારક ન ગણતા હો તો નીચેમાના કયા કારણોને તે માટે જવાબદાર ગણો છો?"

(૧) આર્થિક પરતંત્રતા, (૨) વિધવાને લગતા સ્વામીભર્યા કાયદા, (૩) ધાર્મિક માન્યતાઓ (૪) જ્ઞાતિના અને સમાજના રીતરિવાજો (૫) કન્યાકેળવણીનો અભાવ, (૬) સંયુક્ત કુટુંબ પ્રથા ૨૮ બહેનોએ છએ છ કારણોને જવાબદાર ગણ્યા છે જ્યારે ૧૧૮ બહેનોને એમ લાગે છે કે કન્યાકેળવણીનો અભાવ આ માટે જવાબદાર છે કેળવણીથી કમાવાની શક્તિ વધે ને તેથી સ્વમાનવૃત્તિ જાગૃત થાય, સંપત્તિ વિષેના વિધવાને કાયદાની જાણ કરી હોય તો તે થાય એક પણ બહેને વિધવાની અસંતોષકારક સામાજિક સ્થિતિ માટે સંયુક્ત કુટુંબની પ્રથાને એકલીને જવાબદાર નથી ગણી બીજા કારણો ભેગી આ પ્રથાને જવાબદાર ગણવામા આવી છે

બીજો પ્રશ્ન એમ પૂછવામા આવ્યો હતો કે "વિધવાનું સ્થાન સમાજમાં ઉંચું લાવવામા સૌથી વધુ મદદરૂપ કોણ થઈ પડશે? (૧) સામાજિક કાર્યકરો, (૨) સામાજિક સંસ્થાઓ, (૩) સંપત્તિને લગતા કાયદા કે (૪) વિધવા પોતે?"

૧૮૫માથી એક જ બહેને એમ જવાબ આપ્યો છે કે સામાજિક કાર્યકરો મદદ કરશે આનો અર્થ એમ જ થયો કે કા તો કાર્યકરો જે વ્યક્તિઓ માટે કામ કરે છે તેમનો પ્રત્યક્ષ સંપર્ક સાધતા નથી કે કા તો એમની કાર્ય સફળ કરવાની નીત પર કોઈને વિશ્વાસ નથી. ૯ બહેનોને સંસ્થાઓમા વિશ્વાસ છે. ૩૩ બહેનોને લાગે છે કે કન્યા-કેળવણી અને વિધવા બહેનોના પોતાના પ્રયાસ ભેગા થઈને મદદરૂપ નિવડશે. ૧૬ બહેનો માને છે કે વિધવા પોતે જ વિધવાની સ્થિતિ સુધારી શકે. આ બહેનો પાસે પેસા, સત્તા, તક કે સ્થિતિ સુધારવાના સાધનો નથી છતા દેખીતુ છે કે એમને આ સર્વ જેમની પાસે છે એવા કાર્યકરો કરતા પોતાનામા વધારે વિશ્વાસ છે.

**કાયદામાં વિધવાનું સ્થાન:**—વિધવાને હંમેશ કેમ વર્તવું, કેમ સંયમી જીવન ગાળવું, કેમ પોતાનું વ્યક્તિત્વ ભૂસી નાખવું વગેરે સલાહો સતત મળે છે પણ વિધવાને કોઈ કાયદા વિષે માહિતિ નથી આપતું કે વ્યવહારમાં વિધવાનો પતિની સંપત્તિ ઉપર કેટલો હક્ક છે તે નથી જણાવતુ આથી આ બહેનોને પૂછવામા આવ્યું હતું, "વિધવાના વારસા હક્કના કાયદા વિષે તમે જાણો છો?" ૫૬ બહેનોએ હા પાડી હતી, ૧૦૭ બહેનોએ ના પાડી હતી, ૨૨ ઉત્તરો ના મળ્યા. આપણા દેશમા વિધવાના કાયદા વિષેના અજ્ઞાનનો લાભ સગાસંબંધી પૂરેપૂરો ઉઠાવે છે. એક બહેન લખે કે "કાયદામાં વિધવાને પતિની સંપત્તિ પર અધિકાર છે પણ વ્યવહારમા ભાગ્યે જ તેને આ સંપત્તિ મળે છે." ગામડામા હજી વિધવા કાયદાના જ્ઞાનના અભાવે લાચાર જીવન ગાળે છે. પતિની સંપત્તિ હોય તો પણ

ભાગ્યે જ કોઈ સાસરિયા સ્વેચ્છાએ વિધવાને તે નુપ્રત કર છે આ **બહેનની સૂચના પ્રમાણે સામાજિક સંસ્થાઓએ વિધવાને કાયદાનુ જ્ઞાન આપવુ જોઈએ ને હકની સંપત્તિ મેળવવા સહાય કરવી જોઈએ. આ સૂચના વિચારવા જેવી છે.**

આજે પણ થોડાક કુટુબોમા બાદ કરતા વિધવાને રગીન વસ્ત્રો, કાચની બગડીઓ, આભુષણો પહેરવાની ને ચાલ્લો કરવાની મનાઈ છે. હજી ગામડામા ઘણી જ્ઞાતિમા વિધવાને માથુ મૂડાવવુ પડે છે ૬૦ ટકા વસ્તી આજે પણ નિરક્ષર છે ને તેમા આ રિવાજ પ્રચલિત છે. વિધવાને પોતાને આ બધનો ગમે છે કે નહિ જાણવા પૂછવામા આવ્યુ હતુ "આપણા સમાજમા વિધવાથી રગીન વસ્ત્રો, આભુષણો કે કાચની બગડીઓ ના પહેરાય, કોઈ કોઈ જ્ઞાતિઓમા મુડન કરાવવુ પડે છે — આ બધુ તમને યોગ્ય લાગે છે ?" ૧૪૧ બહેનોને આ બધનો જરૂરી નથી લાગતા ૧૫ બહેનોને જરૂરી લાગે છે એક બહેને માત્ર વિધવા અપશુકનિયાળ ગણાય તે જ અયોગ્ય ગણ્યુ છે એક બહેનને લાગે છે કે વિધવાના પોતાના હીત માટે આ બધનો જરૂરી છે એક બહેનને એકવારનુ મુડન તો જરૂરી લાગે જ છે જ્યારે બીજી એક બહેન લખે છે કે મુંડન તો ન જ કરાવવુ જોઈએ કાચની બગડીઓ સાધારણ રીતે સૌભાગ્યનુ ચિન્હ ગણાય છે એટલે તે વિધવાએ ન પહેરવી જોઈએ એવો કેટલીક બહેનોનો મત છે એક બહેને વિધવાની પોતાની ઇચ્છા પર બધુ છોડી દીધુ છે મુડન ત્રણ બહેનોને યોગ્ય લાગ્યુ છે કારણ કે તેમની ઉછેર એ પ્રકારની છે પરતુ ૧૪૧ બહેનોને આ પ્રતિબધો અયોગ્ય લાગે છે એટલે એમ આશા રખાય કે ભવિષ્યમા આવા અપમાનજનક પ્રતિબધો નિર્મૂળ નહિ તો ઓછા તો થશે જ. વિધવા પર વૈધવ્યનો આવો "સિક્કો મારવો" એ સમસ્ત સમાજને કલકરૂપ છે પતિ મૃત્યુ પામ્યો છે તેની પત્ની પર જાહેરાત કરતા આવા ચિન્હો, સમુળગા જાય એ જ ઇચ્છનીય છે

જ્યારે આ વિધવા બહેનોને એમ પૂછવામા આવ્યુ કે "તમે આંતરજ્ઞાતિય લગ્ન વિરે શુ ધારો છો અને તમારી પુત્રીને જ્ઞાતિબહાર પરણાવો ? ' ત્યારે ૩૮ બહેનોએ હા પાડી, ૨૮ બહેનોએ ના પાડી ૪ બહેનો પુત્રી નાતબહાર પરણે તો તેને ઘરમાથી કાઢી મૂ'ને તેનુ મો પણ કદી ન જુએ વધારે ભાગ બહેનો આંતરજ્ઞાતિય લગ્નોની તરફેણમા છે તે સ્ત્રીની જાગૃતિનુ આવકારદાયક ચિહ્ન છે ઘણી બહેનો આમા નિ શ ક એવી હરો કે જેમનો વર માન સ્વજાતિનો છે તે સિવાય માબાપે કાઈ લગ્નમા બીજુ જોયુ નહિ હોય આથી આ બહેનો પોતાની પુત્રી માટે પરજ્ઞાતિનો પણ યોગ્ય પતિ ઇચ્છે તે સ્વાભાવિક છે

આ બહેનોમાથી ૭૮ પુત્રીવાળી બહેનોને પૂછવામા આવ્યુ હતુ, "તમારી પુત્રીના લગ્ન કરતી વખતે તમે નીચેમાથી કઈ કઈ બાબતો ધ્યાનમા રાખશો ?"

( ૧ ) સાસરાનો પૈસો, ( ૨ ) વરનુ કુળ, ( ૩ ) સ્વજ્ઞાતિનો જ વર હોવો જોઈએ એવો આગ્રહ ( ૪ ) જ્ઞાતિના રીતરિવાજો, ( ૫ ) પતિની સર્વ રીતે લાયકાત, ( ૬ ) પતિની વય, ( ૭ ) પુત્રીની પોતાની પસંદગી

એક પણ બહેને એમ નથી લખ્યુ કે પુત્રી માટે શ્રીમત વર જોશે, કે માત્ર જમાઈનુ કુળ જોશે કે માત્ર જ્ઞાતિના રીતરિવાજો પાળશે

કોઠો નં. ૮

| ઉત્તરોના પ્રકાર | ઉત્તર આપનાર વિધવાઓની સંખ્યા |
|---|---|
| વર સ્વજ્ઞાતિનો હોવો જ જોઈએ | ૨ |
| સ્વજ્ઞાતિનો વર હોવો જ જોઈએ પણ બીજી બધી રીતે લાયક હોવો જોઈએ | ૪ |

| ઉત્તરોના પ્રકાર | ઉત્તર આપનાર વિધવાઓની સંખ્યા |
|---|---|
| જમાઈની વય | ૧ |
| પુત્રીની પોતાની ઇચ્છા પર છોડીશ | ૧ |
| વરની યોગ્યતા તેમ જ કન્યાની ઇચ્છા | ૧૫ |
| બધી જ નાતે સાત બાબતો ( આમાની માત્ર પાચ જ બહેનો આંતર્જ્ઞાતિય લગ્નની પુત્રીને છૂટ આપશે. | ૧૨ |
| બીજી બધી બાબતો ઉપરાંત પુત્રીની ઇચ્છાને પણ માન આપશે ) | ૫૬ |

આ ૧૮૫ બહેનોમાથી ૧૦૨ બહેનોએ લગ્ન પહેલા પતિને જોયા પણ ન, હતા અને ૧૦૭ (૪૦ ૫%) બહેનોની લગ્ન પહેલા સંમતિ પણ લેવાઈ ન હતી જ્યારે આ ૭૮ પુત્રીવાળી બહેનો પુત્રીની ઇચ્છાને લગ્નમા માન આપશે આ પરથી એમ કહી શકાય કે સ્ત્રીઓનુ દૃષ્ટિબિન્દુ વિશાળ બનતુ જાય છે

૧૮૫માથી ૫૧ બહેનો ૧૬ વર્ષની થઈ તે પહેલા પરણી ગઈ હતી, જ્યારે આ ૭૮માથી ૪૫ બહેનો પુત્રીને યોગ્ય શિક્ષણ આપીને પરણાવશે એકદરે આ બહેનોનુ પુત્રીઓ પ્રત્યે દૃષ્ટિબિન્દુ આશાજનક જણાય છે

આમ આપણે પ્રશ્નોના ઉત્તરો તારવીને તેમાથી વૈધવ્ય વિષે તેમ જ વિધવાઓના અમુક સામાજિક રીતરિવાજો પ્રત્યે તથા અમુક સામાજિક સ્થિતિઓ વિષે અભિપ્રાય જાણ્યા આ અભિપ્રાયોમા રૂઢિચુસ્ત માનસ, ભયગ્રસ્ત માનસ, વર્ષોથી પ્રણાલિકાઓ સિંચાઈને જડ બની ગયેલુ માનસ, પરિવર્તન ઇચ્છતુ માનસ, વગેરે અનેક પ્રકારના માનસના દર્શન થયા અમુક સંસ્કારો—જૂનવાણી કે રૂઢિચુસ્ત—મા

ઊછેરેનુ માનસ પુનર્લગ્ન તેમ જ વિધવાના વસ્ત્રાલંકાર વિષે જે આ પ્રત્યાઘાતો ધરાવીને પ્રતિકાર કરે છે તે પણ જોયુ પરંતુ તેમ છતા વિધવા એક સ્વમાની વ્યક્તિ છે, સમાજમા ઊંચુ સ્થાન ધરાવવા લાયક, પ્રતિષ્ઠાવાળી વ્યકિત છે—નહિ કે હીણપત ભોગવતી, મફતનુ નામ કરનાર ગુનામડી કે દુર્ભાગી અબળા—એ ખ્યાલ આપણે આ બહેનોના ઉત્તરોમાથી તારવી શકીએ છીએ આથી એમ આશા રાખીશુ કે પોતાને જે વસ્તુ નડતરરૂપ લાગતી હાય તે બીજાને અવરોધરૂપ ન થાય એમ ધીર ધીર યુવાન વિધવાઓ સમજશે ને આ સમજતાની સાથે નવી પેઢીની વિધવા પ્રત્યે કાઈક ઉદાર દષ્ટિબિન્દુ કેળવશે અને બે પેઢીઓ વચ્ચેનુ ઘર્ષણ ઘટશે આમ થતા આપોઆપ વિધવાનુ સ્થાન સમાજમા સુધરશે અને તેને કુવારી કે પરિણિત સ્ત્રી જેવી જ વિધવા એક માન આપવાલાયક, સ્વમાની વ્યકિત ગણવામા આવશે એમ ભવિષ્યની પ્રજા માટે આપણે ભવિષ્ય ભાખી શકીએ તો એમા કાઈ અતિશયોકિત ન જ ગણાય

**અંતમા :**—વૈદિક કાળથી તે આજ સુધીની વિધવાની સ્થિતિનુ આપણે અવલોકન કર્યું, કાયદા, આપણી સુધરતી જતી આર્થિક સ્થિતિ, વધતી જતી કન્યાકેળવણી, પશ્ચિમની સંસ્કૃતિની અસર, સમાજ સુધારકોના સદીઓના ભગીરથ પ્રયાસો, મહાત્મા ગાંધીએ સમાજમા આણેલી જાગ્રતિ તેમ જ ક્રાન્તિ, ગાંધીજીની અસર નીચે જાગ્રત થયેલી સ્ત્રીસન્માનની ભાવના, વગેરેએ આપણા સમાજને સુધારવામા ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે પણ હજી વિધવાની સ્થિતિ આપણા સમાજ મા જોઈએ તેવી સંતોષકારક નથી

ગણાય તો વિધવા આર્થિક બોજારૂપ તો ગણાય છે જ. કમાતી ન હોય તો વિધવા મને કમને મોટા ભાગનો ઘરનો બોજો માથે લઈ લે છે, ને તેમ છતા કુટુબીજનોના માર્ગમાથી તે બને તેટલી દૂર રહે છે— સિવાય કે તે ઘરના વડીલની વિધવા હોય.

વિધવાને પણ સામાજિક અધિકારો હોય કે મળવા જોઈએ, તેને પણ લાગણીઓ હોય, આશાઓ હોય, એવા વિચાર સુદ્ધા કોઈને આવતો નથી

આજ એક સાધારણ સંયુક્ત કુટુંબમા આપણે દૃષ્ટિપાત કરીએ. આવા કુટુંબમા સાધારણ રીતે એક પગથિન વિધવા હોય છે. રૂઢિચુસ્ત કુટુબમા આની વિધવા કોઈ પણ રીતે કમાઈને કે બીજી રીતે સ્વાવલબી બને એ કુટુબ માટે અત્યંત હીણું ગણાય છે. એણે તો સગાસંબંધી સાથે રહીને દાસીની જેમ કામ કરીને રોટલા માટે ઘસડબોળો કરવો જ રહ્યો પરતુ આ વિધવા આવુ લાચાર જીવન ગાળવાને બદલે પોતે કોઈ પણ ઉદ્યમ કરીને સ્વાવલંબી બનવાની ઇચ્છા વ્યક્ત કરે તો આખુ કુટુબ આ માગણી સાભળીને આઘાત અનુભવે. કુટુંબીજનો એને સામાજિક પ્રણાલિઓ અને વ્યવહારુ રૂઢિઓનો કદી પણ ભગ કરવા ના દે આર્થિક સ્વાતંત્ર્ય ભોગવતી વિધવા કુટુબને લાછનરૂપ ગણાય

અલબત્ત, શહેરો કરતા નાના ગામો ને ગામડામા જ આવા સંયુક્ત કુટુબો વધારે જોવામા આવે છે. તે પણ ઊચી જ્ઞાતિઓમા મધ્યમ-વર્ગમા જ નીચલા વર્ગમા, નીચી જ્ઞાતિઓમા કોઈ પણ વ્યક્તિ આર્થિક બોજારૂપ બને એ પોષાય જ નહિ એ શ્રમજીવી વર્ગમા તો વિધવા પણ બીજાં જેટનું જ કમાય છે અને યુવાન હોય તો પુનર્લગ્ન પણ કરે છે

આજના સમાજમા વિધવાની જોઈએ તેવી સતોષકારક સ્થિતિ કેમ નથી?

સ્ત્રીના જીવનમા લગ્ન એક મહાન પરિવર્તન આણે છે. તેની આર્થિક અને સામાજિક સ્થિતિનો આધાર લગ્ન પર છે, પરંતુ જે ક્ષણે સ્ત્રીનો પતિ મૃત્યુ પામે છે તે ક્ષણથી જ તેના જીવનમા બધુ જ બદલાઈ જાય છે સયુક્ત કુટુબમા તેનું સ્થાન ઊંચેથી નીચે આવી જાય છે ને તે સાધારણ રૂઢિચુસ્ત કુટુબમા એક મફત કામ કરી આપનાર, આર્થિક બોજારૂપ સ્ત્રી ગણાય છે પતિના મૃત્યુ માટે ક્વચિત્ તેને અકારણ દોષ આપવામા આવે છે અને તે અપશુકનિયાળ ગણાય છે વળી બાળકો હોય તો આર્થિક બોજો વધવાથી તે અણગમતી થઈ પડે છે તે કમાય તો સ્વતત્ર થઈ જાય ને પુનર્લગ્ન કરે એ ભય સેવાય છે ને વિધવાને સંપત્તિ ન આપનાર સગાને ભય રહે છે કે સ્વતત્ર બનતા વિધવા પોતાના હક્ક માટે કાનદેસર લડીને મિલ્કત મેળવશે. વળી વિધવા કમાય એ ગામડામા તો કુટુબ માટે કલકરૂપ ગણાય છે અને તે કમાય તો ઘરમા કામ મફત કરી આપનારી ઓછી થાય. જ્ઞાતિમા કુટુબનુ ખરાબ જણાય આ બધા કારણોસર વિધવાને પગપર ઊભી રહેવા સાધારણ રીતે કોઈ દેતુ નથી.

હજી પણ કન્યાકેળવણી ઘણી ઓછી છે બાળલગ્નો હજી ચાલુ છે ૩૫ કરોડ (૧૯૫૫) લોકોમાથી ૧૪ ૫ ટકા કન્યાઓ અને ૬૦૩ ટકા કિશોરોના લગ્ન પાચ અને ચૌદ વર્ષની વયની વચ્ચે થયેલા છે। ૬ ૬ સિવાય આને માટે બીજી શિક્ષા નથી અને બાળલગ્ન પછી એક વર્ષના ગાળામા જો ફરિયાદ ના થાય તો તે પછી તે લગ્નને કાયદો લાગુ પડતો નથી વૃદ્ધલગ્નો હજી પણ થાય છે ને તે વિધવાની સખ્યામા સારો એવો વધારો કરે છે. જ્ઞાતિના કડક બંધનો હજી પણ ગામડામા ને મોટે ભાગે શહેરોમા એટલા જ સખત છે. લગ્નક્ષેત્રને સકુચિત્ રાખવામા જ્ઞાતિપ્રથા સારો એવો ફાળો આપે છે પહેરામણી, સાટા, તેખડા, ચોખડા, કન્યા તેમ જ વરવિક્રય, વગેરે રિવાજો યોગ્ય વર જોવામા અનેક વિઘ્નો ઊભા કરે છે જ્ઞાતિના રિવાજો ઉચ્ચ જ્ઞાતિની

વિધવાને પુનર્લગ્ન કરતી અટકાવે છે. અમુક વર્તુળની અંદર ન પરણાય ને અમુક વર્તુળની બહાર ન પરણાય એવા રિવાજો લગ્નક્ષેત્રને ખૂબ જ મર્યાદિત બનાવી દે છે.

જ્ઞાતિના રીતરિવાજો પાળનારને તે સુખકર્તા કરતાં દુ:ખકર્તા વધારે થઈ પડતા હોવા છતાં જૂના ચીલા છોડીને નવા પાડવામાં, સમાજનો ભય, લોકલાજનો ભય, પ્રતિષ્ઠા ખોવાનો ભય, મનુષ્યની મર્યાદિત બુદ્ધિએ કલ્પેલા વૈરવૃત્તિ ધરાવતા ઈશ્વરનો ભય, વગેરે અનેક અકારણ ભયને લઈ ને આજે સમાજ રિવાજોનો ગુલામ થઈ પડ્યો છે. અધોગતિને તળિયે પહોંચેલો આજનો અર્ધશિક્ષિત પુરોહિત વર્ગ આ બધા ભયને ઉત્તેજે છે, કે જેથી સમાજમાં પોતાનું સ્થાન ઊંચું રહે. ભારતનો સમાજ આજે પણ "રીતરિવાજો" નામના એક મનસ્વી દૈત્યનો ગુલામ છે. મનુષ્યને કોઈ પણ અસાધારણ પગલું ભરવા પ્રત્યે એકંદરે અણગમો હોઈ, જડ સામાજિક રિવાજો બંધનરૂપ બને છે. બધા સામાજિક અધિકારો, ફરજો અને રીવાજો પાછળ નૈતિક ધારાઓનું ઉલ્લંઘન કરવાનો ભય સમાયો છે.

શહેરોમાં ને તે પણ શિક્ષિતવર્ગમાં પુનર્લગ્ન, જ્ઞાતિના રીવાજો તોડવા વગેરે બાબતોમાં થોડી પ્રગતિ થઈ છે પણ ગામડાંમાં—જ્યાં ભારતની ૯૦ ટકા વસ્તી રહેલી છે ત્યાં—જડ જ્ઞાતિરિવાજો દરેક સામાજિક કાર્ય પર વર્ચસ્વ ધરાવે છે.

સંભવ છે કે શિક્ષણથી જ્ઞાતિપ્રથાનાં બંધન ઢીલાં થશે, ભારતનો નાગરિક બુદ્ધિપ્રધાન માનસ ધરાવતો થશે, નૈતિક હિંમત તેનામાં આવશે, લાગણી–પ્રધાન માનસને શિક્ષણ બુદ્ધિપ્રધાન બનાવશે, ને માબાપ સંતાનોનાં લગ્ન સમજીવિચારીને કરશે. જો શિક્ષણથી એટલો લાભ થાય કે વ્યક્તિગત સુખને લગ્નોમાં પ્રાધાન્ય આપવામાં આવે તો શિક્ષણે પોતાની ઉપયોગિતા પાર પાડી ગણાય, ને કન્યાના

વૈધવ્યનો સંભવ ઓછો કરવામાં શિક્ષણે પોતાનો ફાળો આપ્યો ગણાય. કેળવણી આપતી સંસ્થાઓમાં જ્ઞાતિ મર્યાદાઓ ઘણી ઓછી હોવાથી શૈક્ષણિક સંસ્થાઓ વધે તો જ્ઞાતિસભાનતા ઓછી થાય. જ્ઞાતિવિહિન સમાજના એક આદર્શ ધ્યેય તરફ આ સંસ્થાઓ મોટું પગલું ભરશે એમ આશા રાખી શકાય.

સ્ત્રી અને પુરુષ માટે નૈતિક ધોરણો એક જ હોવાં જોઈએ. લગ્ન કે પુનર્લગ્ન વ્યક્તિગત પ્રશ્ન છે. જ્યાં સુધી સમાજમાં કોઈ ને હાનિ ન પહોંચતી હોય ત્યાં સુધી વ્યક્તિને પોતાના જીવનને લાભ આપતું કોઈ પણ પગલું ભરવાનો અધિકાર છે. વિધવાને સધવા જેવો જ પહેરવાઓઢવાનો અધિકાર હોવો જોઈએ ને તેના પર વૈધવ્યનો સિક્કો ન મરાવો જોઈએ. આપણા પોતાના દેશમાં હિન્દુ સિવાય કોઈ ધર્મમાં વિધવા માટે જુદો પહેરવેશ નથી. તેમ છતાં તે અન્ય ધર્મોની વિધવા આપણી વિધવાઓ કરતાં ઘણે અંશે સુખી છે.

પૂનામાં એક જાણીતા આધ્યાત્મિક પુરુષે ૧૯૫૪માં એક કન્યા-શાળા જોવા જવાની ના પાડી કારણ કે તે શાળાનાં મુખ્ય અધ્યાપક એક વિધવા બહેન હતાં. આ દર્શાવે છે કે વિધવા પ્રત્યે આપણો પૂર્વગ્રહ કેટલાં ઊંડાં મૂળ ઘાલીને બેઠો છે. એક આધ્યાત્મિક ગણાતા પુરુષ વિધવા પ્રત્યે આવો તિરસ્કાર દાખવે તો સામાન્ય વ્યક્તિ પાસે તો શી જ અપેક્ષા રાખી શકાય? આવા પુરુષો એમના ભકતોને સન્માર્ગે નહિ પણ કુમાર્ગે દોરે છે.

સ્ત્રીની સામાજિક મુક્તિની સાથોસાથ પુરુષને પણ "સ્ત્રી પોતાના કરતાં ઊતરતી વ્યક્તિ છે" એ જડ માન્યતામાંથી મુક્તિ આપવી જોઈએ. સ્ત્રીએ પોતે જ એમ માનવું જોઈએ. કે તે પુરુષ સમોવડી છે, પણ સ્ત્રી પોતે જ આજે પોતાને ઊતરતી માને છે એટલે ઉપરની માન્યતા તેના વર્ષોથી જડ થઈ ગયેલા માનસમાં ઊતરતાં વર્ષો લાગશે. આજે પણ પુત્ર જન્મના પેંડા વહેંચવામાં આવે છે, પુત્રી જન્મના નહિ.

પુનર્લગ્ન વિરુદ્ધ બંધાયેલો પૂર્વગ્રહ દૃઢ થઈ ગયો છે. આજની પલટાયેલી સમાજરચનામા પણ રોજિંદા જીવનમા અગવડ પડે ત્યારે લોકો ધર્મશાસ્ત્રોની ઓથ લેતા અચકાતા નથી. છેલ્લું ધર્મશાસ્ત્ર લખાયાને એક હજાર વર્ષ થઈ ગયા તોપણ !! નિયોગ, બાર પ્રકારના પુત્રો, વગેરે અનેક શાસ્ત્રોની પ્રથાઓને આપણે તિલાંજલી આપી છે, તો પછી પુનર્લગ્ન, જેના પર માત્ર એકાદ બે શાસ્ત્રોજ પ્રતિબંધ મૂકે છે તેને તિરસ્કૃત પ્રથા ગણવામા માત્ર જડ માનસના જ દર્શન થાય છે. રીતરિવાજો કાળની સાથે બદલાવા જ જોઈએ. વિધવાપુનર્લગ્ન પર પ્રતિબંધ કોઈ પણ સમાજના હિતમા નથી જ. એને પ્રતિષ્ઠાનું પ્રતીક ગણવું ઉચ્ચ જ્ઞાતિઓ છોડી દે એ જ ઇષ્ટ છે. જે સમાજ ૬૦ વર્ષના વૃદ્ધનું કોમળ કન્યા સાથે લગ્ન અપનાવે છે તેને વિધવાવિવાહ પર પ્રતિબંધ મૂકવાનો કોઈ પણ અધિકાર નથી. ભારતમાં આજે ૩૦,૦૦,૦૦૦ કિશોરો ને ૬૨,૦૦,૦૦૦ કન્યાઓ ૫ ને ૧૪ વર્ષની વચ્ચે પરણેલા છે. આજે પણ ૫ અને ૧૪ વર્ષની વચ્ચે ૧,૪૦,૦૦૦ વિધવાઓ ભારતમા છે. આ બાળકીઓને ફરજિયાત વૈધવ્ય પળાવવાથી સમાજનું નૈતિક ધોરણ ઊંચું નહિ જાય. આ વિધવાઓની જાતિય ઇચ્છાઓ દબાવી દેવાથી તેનું ઉર્ધ્વીકરણ નહિ થાય. એ તો વિકૃત સ્વરૂપ જ ધારણ કરશે. નીતિને માર્ગેથી વિધવા ચલિત થાય તો સમાજે તેને ઉદાર દિલે માફ કરવી જોઈએ. આર્થિક લાચારીથી ઘણી વિધવાઓ અનીતિને માર્ગે વિચરીને અંતે વેશ્યાગૃહોમા પહોચે છે. આ સ્થિતિ કોઈ પણ સમાજ માટે કલંકરૂપ છે. વિધવા અને વેશ્યા એ આપણા સમાજના આજે અસ્તિત્વ ધરાવતા નીતિના અક્ષમ્ય ખ્યાલોના બે પાસા છે. વેશ્યા પુરુષને આકર્ષવા દરેક પ્રકારનાં વસ્ત્રાભુષણ ધારણ કરે છે જ્યારે વિધવા ભૂલેચુકે કોઈ પણ પુરુષને આકર્ષે નહિ માટે તેના સર્વ વસ્ત્રાલંકાર ઉતારી લેવામા આવે છે

વિધવા એક માટીના ગોળા જેવી ગણાય છે. કુટુંબીજનો તેનો મન

ફાવે તેમ ઘાટ ઘડે છે; એને પોતાને કાઈ વ્યકિતત્વ જેવુ હોવુ જ ના જોઈએ એવી માન્યતા સેવવામા આવે છે.

ચીની લેખક લિન યુ ટેન્ગ વિધવા માટે કહે છે, " નિંદા કુથથી કોઈ એકલદોકલ વિધવાના ઘરને આગણે અડ્ડો જમાવીને બેસે છે. જ્યારે પણ વિધવાની શેરી કે ગામના લોકોને ફુરસદ મળે છે ત્યારે જીભને હલાવવા માટે કાઈ સામગ્રી મળશે જ એવો નિશ્ચય પહેલેથી કરીને વિધવાના ઘરની અદર શુ ચાલી રહ્યુ છે તે જોવા બધા તરત અંદર નજર કરે છે. સ્ત્રી જ્યારે વિધવા થાય ત્યારે એને માટે ઉત્તમ માર્ગ એ જ છે કે મો ઢાકીને આખો દિવસ રોયા કરવુ. કારણ કે જે ક્ષણે તેના આસુ સુકાય છે તે જ ક્ષણે તરત જ તે આનદમા છે એવી શકા સર્વને થાય છે અને પછી તેનો અર્થ એમ જ કરવામા આવે છે કે તે સર્વ વાતે સુખી છે ને અન્ય લોકોની જેમ આનંદી ને સુખમય જીવન ગાળે છે. વિધવા કાઈ પણ ખાય જ નહિ તે જ ઉચિત છે કારણ કે કોઈ પણ પ્રકારના ખાટા કે તીખા ખોરાક માટે તે જરાપણ રુચિ બતાવે છે કે તરત તે ગર્ભવતી છે એવુ અનુમાન કરવામા આવે છે."

૧૯૫૬ પછી હવે કાયદા પ્રમાણે વિધવાને પતિની સંપત્તિ પર સંપૂર્ણ અધિકાર મળ્યો છે, જે એક સ્તુત્ય પગલુ ગણાય વ્યવહારમા આ કાયદા પ્રમાણે વિધવાને પતિની સપત્તિ મળને એમ આશા આપણે રાખીએ.

વિધવાને ફસાવનાર પુરુષોનો આજે સમાજમા તોટો નથી. સસરો કે જેઠ કે બનેવી પણ આવુ અધમ કૃત્ય કરે છે. વિધવાને પૈસા ખાતર વેચી દેનાર સગા પણ છે. વિધવા હજી પણ મોટે ભાગે સંયુક્ત કુટુબોમા ત્રાસમય ને લાચાર જીવન ગાળે છે. ફરજિયાત વૈધવ્ય, કઠણ ને આકરા સંયમવાળુ જીવન, યુવાન વિધવાને હજી પણ જીવવુ પડે છે. અંતરથી તે સંયમી થાય છે કે નહિ તે જોવાનો કોઈ ક્રમ હોવતુ

નથી. સંસારના સર્વ લહાવાંથી તેને વંચિત રાખીને સદ્‌ગુણો તેનામાં સીંચવામાં આવે છે. માત્ર સમાજ જેને વિધવા માટે જ "પાપ" ગણે છે તે "પાપ"મા પડવાની તેની સર્વ તકો લઈ લેવામાં આવે છે એટલું જ.

૧૮૫૬નો વિધવાવિવાહનો કાયદો અમલમાં વધુ ને વધુ મુકાવો જોઈએ. સમાજના માનસનું પ્રગતિકારક ઘડતર ઘડ્યા સિવાય કોઈ પણ કાયદો માત્ર ઠોકી બેસાડવાથી સમાજની પ્રગતિ થવાની નથી. કાયદો ઘડાયા પછી પણ જનકલ્યાણના હિતાર્થે તેને અમલમાં મૂકવા માટેનું આખા સમાજનું માનસ ઘડવાનું મહત્ત્વનું કાર્ય આજના શિક્ષિત સામાજિક કાર્યકરો કરશે એવી આપણે એમની પાસેથી અપેક્ષા રાખીએ તો તે વધારે પડતું ન ગણાય. આજે ગામડાંમાં કોઈ પણ ઉચ્ચ જ્ઞાતિની બાળવિધવા પુનર્લગ્ન નથી કરતી તેમ જ જે જ્ઞાતિઓમાં વિધવા-વિવાહની છૂટ નથી તે જ્ઞાતિઓમાં ભાગ્યે જ વિધવા પુનર્લગ્ન કરે છે. પુનર્લગ્ન એ કોઈ પણ પ્રકારનું અનીતિમય પગલું નથી કે ધર્મ વિરુદ્ધનું કાર્ય નથી એ પ્રજાને સમજાવવાની આવશ્યકતા ઘણી મોટી છે.

કન્યાકેળવણી વિધવાની આધ્યાત્મિક ઉન્નતિ તેમ જ આર્થિક પ્રગતિમાં ઘણો મહત્ત્વનો ફાળો આપે છે. શિક્ષિત હશે તો જ વિધવા સંપત્તિનો અર્થ સમજશે અને પતિની સંપત્તિ ગેરવલ્લે ન જાય તેની તકેદારી રાખવામાં શિક્ષણ જ સહાય કરશે. **સામાજિક સંસ્થાઓમાં કાયદાનું જ્ઞાન સ્ત્રીઓને આપવું અવશ્યક છે જેથી વિધવા બનતાં સ્ત્રીની સંપત્તિ સગાંવહાલાં ઉચાપત ન કરી જાય.**

વિધવા માટે ગૃહઉદ્યોગ કેન્દ્રો હોવાં જોઈએ જ્યાં વણવાનું, કાંતવાનું, પરિચારિકા તેમ જ શિક્ષિકા માટેની તાલીમ, અથાણાં, પાપડ બનાવવાનું વગેરે વિધવાને શીખવવાની સગવડ હોય. આર્થિક સ્થિતિ સારી હોય તો વિધવા અનીતિને માર્ગે જતી અટકશે.

અને કોઈ એક કારણ જવાબદાર નથી એમ હવે આપણને સમજાય છે જુદે જુદે સમયે, જુદાજુદા સામાજિક કાર્યકરોએ જુદા જુદા સામાજિક કારણો પર ભાર મૂકીને તેમને નિર્મૂળ કરવાના પ્રયત્નો કર્યા રામમોહન રોયે સતીની પ્રથા, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે વિધવાવિવાહ પ્રતિબંધ, તો કોઈએ બાળલગ્નો, તો કોઈએ વળી જ્ઞાતિપ્રથાના કડક બંધનો એમ જુદા જુદા સામાજિક અનિષ્ટો નિવારવા કમર કસી પરંતુ તેમ છતા આજે ભારતમા ખાસ કરીને ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓમા વિધવાની સ્થિતિ સંતોષકારક તો ન જ કહી શકાય જ્ઞાતિના કડક બંધનો, સારા કાયદાનો છડેચોક થતો ભંગ, કન્યાકેળવણી પ્રત્યે દર્શાવાતી ઉદાસીનતા, સ્ત્રી માટે કમાવાની તકનો અભાવ, વિધવા પુનર્લગ્ન પ્રત્યેનો ઉચ્ચ જ્ઞાતિઓનો પૂર્વગ્રહ, આપણા સ્ત્રી અને પુરુષ માટેના બેવડા નૈતિક ધોરણો, શાસ્ત્રોમા રહેલી અંધશ્રદ્ધા, ગરીબાઈ, અજ્ઞાન, વગેરે અનેક કારણો આજે વિધવાની કરુણ દશા માટે જવાબદાર છે આ બધા કારણો અંદર અંદર સંકળાયેલા છે તે એક પછી એક હાથ ધરવા કે બધા જ સામટા હાથ ધરવા તે પ્રશ્નનું આજના સામાજિક કાર્યકરો તેમ જ સરકારે નિવારણ કરવુ પડશે

બર્ટ્રાન્ડ રસેલ કહે છે તેમ, "આપણા આજના નૈતિક ધોરણોનુ વિવેચન કરવામા બે વસ્તુઓ પર મુખ્ય ભાર દેવાનો છે એક તરફ વહેમો અને અંધશ્રદ્ધા જનતાના માનસમાથી નિર્મૂળ કરવાના છે જ્યારે બીજી તરફ જૂની પ્રણાલિકાઓને તિલાંજલી આપીને નવા વિચારોને અપનાવતું માનસ સ્વીકારવાનું છે "

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠાંક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૮ | પુત્રી | પુત્ર |
| ૩ | ૨ | ' વશપૂર્વા ' | ' પરાપૂર્વા ' |
| ૬ | ૨૦ | ચિહ્ના | ચિહ્નો |
| ૭ | ૧ | ગો.ભિ.લ. | ગોભિલ |
| ૧૦ | ૩ | એક ટાણુ | એક-ટાણું |
| ૧૧ | ૪ | આસરે | આશરે |
| ૧૪ | ૧૧ | પુત્રોને | પુત્રીને |
| ૧૬ | ૧૬ | વંશવેલા | વંશવેલો |
| ૧૭ | ૪ | પુનરુથાન | પુનરુત્થાન |
| ૧૯ | ૮ | વચ્ચે | વરને |
| ૧૯ | ૯ | પુત્રી | પુત્રીને |
| ૨૦ | ૧૫ | પતિની... | પતિની પત્નીને |
| ૨૧ | ૬ | સંપત્તિના | સંપત્તિનો |
| ૨૧ | ૮ | પુરૂપ | પુરુપ |
| ૨૧ | ૧૫ | ગુરૂ | ગુરુ |
| ૨૩ | ૨૧ | ગાતમ | ગૌતમ |
| ૨૭ | ૧૧ | જીવનનો | જીવવાનો |
| ૨૯ | ૭ | ઝુંપડી | ઝૂંપડી |
| ૩૪ | ૨૨ | લોકોની... | લોકોની સહાનુભૂતિ |

| પૃષ્ઠાંક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૨ | ૨૫ | પાસે | દ્વારા |
| ૪૪ | ૭ | અશ્રયે | આશ્રયે |
| ૫૧ | ૨૩ | કોઈ સાનુ | કોઈ સાનુજી |
| ૫૨ | ૧૯ | સમાજને | સમાજ અને |
| ૫૭ | ૨ | અનાવશ્યકતા | આવશ્યકતા |
| ૬૭ | ૨૫ | સ્વોપાજિત | સ્વોપાર્જિત |
| ૮૬ | ૧૫ | ક્ષારકર્મ | ક્ષૌરકર્મ |
| ૮૭ | ૨૦ | ફીક્કીને | ફિક્કી અને |
| ૯૯ | ફૂટનોટ | ત્રીવેદી | ત્રિવેદી |
| ૧૦૧ | ૧૨ | વિરૂદ્ધ | વિરુદ્ધ |
| ૧૦૮ | ૨૧ | ગણાતી | ગણતી |
| ૧૦૯ | ૮ | પરણવવું | પરણવું |
| ૧૧૫ | ૧૨ | આસુ | આંસુ |
| ૧૧૭ | ૧૭ | પૂરૂં | પૂરું |